# અમર અપ્સરા-ભાગ ૨ જો.



કામરૂ દેશની મહારાણીના હાથ ઉંચા જતી વખતે ;
અગ્નિની જ્વાળા ઉંચી થઈને છતને સ્પર્શતી હતી.
[પૃષ્ઠ ૬૭ મું]

# અમર અપ્સરા.

## ભાગ ૨ જો.

( કામરૂ દેશની મહારાણીની અદ્ભુત વાર્તા. )

સંપાદક તથા પ્રકાશક,
બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
ત્રણ દરવાજા-અમદાવાદ.

આવૃત્તિ ૧ લી.  પ્રત ૪૦૦૦.
સંવત ૧૯૮૫.  ઈ. સ. ૧૯૨૯

અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસમાં,
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. ઠે. સલાપોસ રોડ.

કીંમત ૮ આના.

૧૪૫૮૦

# સુવર્ણ-પ્રતિમા.

## અદ્દભુત રસથી ભરેલી સચિત્ર ડિટેકટીવ નવલકથા.

એક બદમાશ મંડળથી ત્રાસેલો ધનવાન ગૃહસ્થ અનેક વર્ષો સુધી ગુપ્તવાસમાં રહી દિવસો ગાળે છે અને તેની ઘર માંહેની ગેરહાજરીમાં તેની જુવાન પુત્રી ઉપર તેનો વિશ્વાસુ નોકર જે વત્સલભાવ રાખે છે તેનું ચિત્ર આ નવલકથામાં સુંદર રીતે આલેખવામાં આવ્યું છે. એ સરલ પણ ચતુર બાળા જેનું નામ પ્રીતિ છે, તેને ઠગીને તેની પાસેથી સુવર્ણપ્રતિમા હાથ કરવાને અનેક કાવતરાં કરીને અને પ્રીતિ તથા તેના વિશ્વાસુ પાળકને હેરાન કરીને પોતાનો સ્વાર્થ સાધવા જે કાવતરા બદમાસો કરે છે અને તે કાવતરામાં પ્રીતિને ન ફસાવા દેવાને એક વર્તમાનપત્રનો તંત્રી જે ચતુરાઈથી કામ લે છે તે ભલભલા ડિટેકટીવોને પણ દિગ્મૂઢ કરે છે. પણ સબૂર! એવા ચતુર તંત્રીને પણ બદમાશો ઠગે છેઃ ત્યારે વધારે હોશિયાર કોણ? વધારે ચાલાકી કોની? ચતુરાઈમાં કોણ ચઢે? સુવર્ણ પ્રતિમા બદમાશો હાથ કરી ગયા કે નહિ? ગુપ્ત વાસમાં રહેલો પિતા પાછળથી શું કરે છે? એ બધા ગુંચવણવાળા કોયડા ઉકેલવાને માટે આ નવલકથાના રસપ્રવાહમાં સ્નાન કર્યા વિના વાચકને ચાલે તેમ નથી.

સુવર્ણ પ્રતિમા ૩૦૦ પૃષ્ઠની દળદાર, સોનેરી પાકા પુંઠાંથી બાંધેલી, સુંદર ફોટો ચિત્રોવાળી નવલકથા છે, અને તેનું મુલ્ય રૂ. ૨॥ છે.

મળવાનું સ્થળઃ—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા—અમદાવાદ.**

# અમર અપ્સરા.

## ભાગ ૨ જો.

### પ્રકરણ ૧ લું.

#### એક ચમત્કારી પગ!

મેં આંખો મીંચી એટલામાં તો માણસનો એક કારમો અવાજ પર્વત અને ગુફાઓને ગજાવી મૂકતો સંભળાયો: "બસ કરો!"

હું આંખ ઉઘાડી શકું તે પહેલાં તો હું એ ગર્જના સાંભળ-ત્તાંજ બેભાન થઈ ગયો. ત્યારપછી શું થયું તેની મને ખબર રહી નહિ.

જ્યારે હું બેભાન અવસ્થામાંથી જાગ્યો અને મેં આંખો ઉઘાડી ત્યારે પેલી ભયંકર આગવાળી જ ગુફામાં હું એક ચામડા પર સૂતો હતો. મારી નજીકમાં જ લલિત પણ સૂતો હતો પરન્તુ તે હજી ભાનમાં આવ્યો નહોતો અને તેની સ્ત્રી ચામા તેની પાસે બેઠી બેઠી તેના પાસામાં થએલો ઘા ધોઇ રહી હતી તથા પાટો બાંધવાની તૈયારી કરતી હતી. તેની પાછળ ભીંતને અઢેલીને જુવાન ઊભો હતો. જોકે તેને કશી ભારે ઇજા થએલી નહોતી, તોપણ તે કેટલેક ઠેકાણે છોલાયો હતો અને તેથી તેને થતી બળતરાથી તે ધ્રૂજી રહ્યો હતો. આગની સામી બાજુએ જંગલીઓનાં મુડદાં આમતેમ ફેંકી દેવામાં

આવેલાં હોય તેમ પડેલાં હતા. પેલી રાંડ ડાકણ અને મદંમદ ઉપરાંત બીજાં બાર મુડદાં હતાં એમ તેની ગણત્રી કરતાં મને જણાયું. મદંમદના મુડદાની બાજુમાં પેલો લાલચોળ ઘોડો અત્યારે ઠંડો પડી ગએલો દેખાતો હતો. જેઓ જખમી થયા હતા તેઓના ઘા ઉપર મલમ પટો કરીને બબ્બે સાથે બાંધીને કયાંય લઇ જવામાં આવતા હતા અને પેલી મીજબાની માટે એકઠા થએલા પાંત્રીસ આદમીઓમાના જીવતા બાકી રહેલાઓને પણ કેદ કરવામાં આવ્યા હતા. આ બધા કેદીઓની સામે અમારો બુઢ્ઢો દાદાજી બામદેવ ઉભો હતો. તે જે આજ્ઞાઓ કરતો હતો તે પ્રમાણે બધું થયા કરતું હતું. તે કાંઇક થાકેલો તો જણાતો હતો, અને તેના અવાજમાં કાંઇક ગુસ્સો પણ માલૂમ પડતો હતો, પરન્તુ એકંદર રીતે તે આટલા બધાઓને કેદ કરવાના હોવા છતાં કાંઈ ગુંચવાયલો કે ચિંતાતુર જણાતો નહોતો.

તે મારી તરફ ફર્યો અને મને બેઠેલો જોઇને મારી પાસે આવ્યો અને મમતાથી પૂછવા લાગ્યો: “કેમ બેટા! હવે તને સારૂં છેને?”

મેં કહ્યું: “મારૂં આખું શરીર દુઃખે છે. તે ઉપરાંત બીજું ગને શું થાય છે તેની કાંઇ મને સમજ પડતી નથી.”

પછી બામદેવ નીચો વળીને લલિતને થએલો ઘા તપાસવા લાગ્યો અને બોલ્યો: “આ ઘા બહુ આકરો છે, પરન્તુ ઘા બહુ ઉંડો ગયો નથી એટલે કાંઇ ચિંતા જેવું નથી. તે સાજો થઇ જશે.”

મેં જવાબ આપ્યો: “દાદાજી! આપ બરાબર વેળાસર આવી પહોંચ્યા, તે બહુ સારૂં થયું, નહિ તો એક મિનિટ વધારે ગઈ હોત તો અમે બધાએ એટલા ઘવાયા હોત કે અમે ફરીથી ઉઠવા જ પામત નહિ. તમારા આ જંગલી માણસોએ જેવી રીતે અમારા

આ નિર્દોષ નોકર મહંમદને મારી નાંખ્યો છે તેવી રીતે અમને પણ મારી નાંખતાં તેઓ પાછા હઠત નહિ."

બામદેવના ચહેરા પર ગુસ્સો પ્રકટેલો દેખાયો. તેણે જવાબ આપ્યો: "બ્હીશ નહિ, બેટા! એ બધા ઉપર એવી રીતે વેર વાળવામાં આવશે કે જે રીતની વાત સાંભળતાં પણ રૂંવે રૂંવાં ઊભાં થઇ જાય. તે બધાંને અમારાં મહારાણી પાસે મોકલી આપવામાં આવશે અને જેવાં અમારાં મહારાણી મોટાં અને અદ્‌ભુત શક્તિવાળાં છે, તેવુંજ તેમનું વેર પણ ભયંકર છે, એટલે આ લુચ્ચાઓની ઉપર વેર લેવામાં તે જરા પણ કચાશ રાખવાનાં જ નહિ." મહંમદના મુડદા તરફ આંગળી કરીને બામદેવ બોલ્યો: "આનું જે મરણ થયું છે તે તો આ કૂતરાઓનું જે રીતે મરણ થશે તે કરતાં ઘણું સુખ–શાન્તિમાં થયું છે, એમજ તું સમજજે. પણ બેટા! એનું મોત કેવી રીતે થએલું?"

પછી મેં તેની પાસે ટુંકાણમાં બનેલા બનાવની હકીકત કહી સંભળાવી. તેણે જવાબ આપ્યો: "એમ કે? જો બેટા! અહીં એવો રીવાજ છે કે જો કોઇ હિંદુસ્તાની અમારા મુલકમાં આવે, તો અમે તેને માથે ધગધગતો ઘડો મૂકીને મારી નાંખીએ અને પછી તેને ખાઇ જઇએ. અમારાં મહારાણીનો પણ તેવોજ હુકમ છે."

મેં કહ્યું: "અમારાથી ઉલટી જ રીત તમારી મહેમાનગીરીની છે. અમારા દેશમાં જો કોઇ અજાણ્યો માણસ આવે તો અમે તેને ભોજન આપીએ છીએ, ત્યારે તમે એવા માણસને જ ખાઇ જાઓ છો! બીજાઓનું કાંઈ નહિ અને એકલા હિંદુસ્તાનીઓનુંજ આવું કમનસીબ?"

" માત્ર અમારાં અમર મહારાણીની આજ્ઞા ! મને તો એ કામ સારૂં લાગતું નથી, પરન્તુ મહારાણીની આજ્ઞાને તો અમારે તાબે જવું જ જોઇએ. તમે માત્ર મહારાણીની કૃપાથીજ જીવતા રહ્યા છો. વળી મહારાણીએ આ બંગાળી મુસલમાનને બચાવવા કાંઈ સૂચના કરેલી પણ નહિ, એટલે તેને મારી ખાવા આ લોકો તૈયાર થઇ ગયા હશે. ખરી રીતે તો આ રાંડ સ્ત્રીએજ તેમને ઉશ્કેરીને આ દુષ્ટ કામ માટે તૈયાર કર્યા હતા. હશે, હવે તેમને તેમના અવિચારી કામનો બદલો મળી ચૂકયો છે. હવે મહારાણી સામે જઇને તેમને ન્યાય મેળવવા માટે ઊભા રહેવું પડશે, પરન્તુ જો તે પહેલાં તેઓ કુદરતી કે બીજા કોઇ પ્રકારના મોતથી મરણ પામે તો તેઓ પૂરા ભાગ્યશાળી ! જેઓ તારે હાથે મુઆ છે તેઓને તો હું ભાગ્યશાળી જ માનું છું."

થોડી વાર થોભીને બામદેવ આગળ બોલ્યો: " અહા ! પણ તમે બધા ભારે બહાદુરીથી લડયા છો હોં ! બેટા ! તારા અજગર જેવા લાંબા મજબૂત હાથના ભરડાથી પેલા બેનાં પાંસળાં ભાંગી ગયા છે તેની તને ખબર છે ? અને આ જુવાન સિંહે તો ભારે કરી ! આટલા બધા માણસોની સામે તે એકલો ઝૂઝયો; ત્રણને તો એણે ઠાર કર્યા અને પેલો એક પડયો છે તે મરવાની અણીપર છે. તે ઉપરાંત તેની લડાઇથી બીજાઓ ઘવાયા છે તે તો જૂદા. તમારી આવી બહાદુરીવાળી લડાઇથી તો તમારી ઉપર મને મારા દીકરાઓના જેવું વહાલ આવે છે. મને બહાદુરો ઉપર બહુ વહાલ ઉપજે છે. પણ મારા વાનરમુખા દીકરા ! તેં આ લોકોના શરીરમાં માત્ર એક કાણું પાડીને તેમને શી રીતે માર્યા ? તેઓ કહે છે કે તેં અવાજો કર્યો કે તુરત ટપોટપ એક પછી એક માણસો ઘાયલ થઇને ભોંયે પડવા લાગ્યા ! આ ચમત્કાર શી રીતે બન્યો ! "

હું બહુ થાકી ગએલો હતો એટલે લંબાણથી બંદુકની કરામત અને શકિતની વાત સમજાવી શકું તેમ નહોતું. તેથી મેં ટુંકાણમાં તેને સમજણ પાડી, એટલે બામદેવે કહ્યું: "આ કેદીઓમાંના એક ઉપર તારી બંદુક તાકીને અવાજ કર અને તે કેવી રીતે મરે છે તે મને જોવા દે! એકાદ જણ વધારે મરે તેનો કાંઇ હીસાબ નથી, પણ એ જોવાનું મને મન થયું છે! વળી એમ કરવાથી તત્કાળમાં તારૂં થોડું વેર પણ વળશે." મેં તેમ કરવાની તેને ના કહી અને જણાવ્યું કે–' અમે લોકો લડતાં સામાને મારીએ, પરન્તુ એવી રીતે કેદ કરેલાને મારીને વેર લેવાનું પસંદ કરતા નથી. અમારા દેશના કાયદાથી એવા લોકો ઉપર વેર લેવામાં આવે છે અને તેમ ન બને તો ઇશ્વર વેર વાળે છે, તે ઇશ્વર કેવો છે તેને અમે કોઇ દીવસ જોયો નથી." મારી આ વાત સાંભળીને તેને બહુ નવાઇ લાગી.

તેણે મને કહ્યું: "ત્યારે મને આ બંદુકનો પ્રયોગ તું બીજી કઇ રીતે બતાવીશ?"

મેં કહ્યું: "જ્યારે હું સાજો થઇશ, ત્યારે એક વાર આપણે સાથે શિકારે જઇશું અને ત્યાં હું એકાદ જાનવર મારીશ તે તમે જોજો." આ સાંભળીને બામદેવ ખુશ થયો, જાણે બાળકને એકાદ નવું રમકડું અપાવવાનું વચન અપાયું ન હોય!

લલિત બેભાન બની ગયો હતો, પરન્તુ જાુવાને તેને ભાનમાં આણવાના ખૂબ યત્નો કર્યા હતા. અમારી સાથે જે આસવો ઓસડીયાં વગેરે હતું તેનો ઉપયોગ તેણે પોતાની સમજ મુજબ કર્યો અને પછી તેણે લલિતને બેભાન અવસ્થામાંએ ગરમાગરમ કાફીના થોડા ઘુંટડા પાયા, એટલે તે બધાના જોરથી લલિત સહેજ ભાનમાં

આવ્યો અને તેણે આંખો ઉઘાડી. તેની આંખો ઉઘડેલી જોતાંજ અમારા વાર્તાલાપનો અંત આવ્યો. પછી જુવાન અને યામા લલિતને સંભાળથી ઉંચકીને બિછાનાપર લઇ ગયા. હું ઘુંટણભેર ચાલીને માંડ માંડ મારી ઓરડી સુધી પહોંચ્યો અને મેં પ્રભુનો પાડ માન્યો કે એ ઓરડીમાંએ હું જીવતો પાછો ફરવા પામ્યો.

રાત્રે મને બરાબર ઉંઘ આવી નહિ. એક પછી એક ભયંકર સ્વપ્નાં આવવા લાગ્યાં. સ્વપ્નમાં મેં તરફડતા અહંમદને જોયો અને પેલા લાલચોળ ઘડાને પણ જોયો. એ સ્વપ્નાં દરમીઆન પણ મારા માથા ઉપર કોઇ એક સફેદ વસ્ત્રમાં સજ્જ થએલી સુંદરીનું સ્વરૂપ ભમ્યા કરતું ભાસતું હતું. તે સ્વપ્નની સુંદરી પોતાના શરીર પરનાં વસ્ત્રો એક પછી એક ઉતાર્યે જતી હતી અને તેમ તેમ તેની સુંદરતા વધુ ને વધુ ખીલતી જતી દેખાતી હતી. ક્ષણવારમાં તે સુંદરીનું સ્વરૂપ અદૃશ્ય થઇ જતું હતું અને તેને સ્થાને ભયાનક હાડપીંજર દેખા દેતું હતું. આ પ્રમાણે ચિત્ર-વિચિત્ર સ્વપ્નોમાં મેં રાત ગુજારી.

સ્હવાર તો પડયું પરન્તુ મારાં અંગો હજી અકડાયલાં અને સૂજેલાંજ હતાં, એટલે હું ઉઠી શકું તેમ લાગ્યું નહિ. એટલામાં જુવાન મારી ઓરડીમાં આવ્યો. તેનું મ્હોં ખાખરાના પાંદડા જેવું ફીકકું થઇ ગયું હતું અને જયાં જયાં છોલાયું હતું ત્યાં ત્યાં સુજી ગયું હતું. તેણે મને ખબર આપી કે-રાત્રે લલિતને ઉંઘ તો ઠીક આવી હતી, પરન્તુ તેને શરીરે હજી નબળાઇ બહુ છે. બે કલાક પછી બામદેવ હાથમાં એક મશાલ લઇને આવ્યો, તે વખતે મેં ઉંઘી જવાનો ઢોંગ કર્યો, છતાં આંખનાં પોપચાં જરા જરા ઉઘાડાં રાખીને હું તેનું સફેદ વાળથી ભરપુર મસ્તક જોઇ રહ્યો. તે વખતે બામદેવ મને સોએક વર્ષની વયનો લાગ્યો. પોતાની લાંબી દાઢી

પર હાથ ફેરવતો તે બબડયોઃ "આ વાંદરમુખો હિંદુસ્તાની કદરૂપો તો છે, અને પેલો સિંહ તેના પ્રમાણમાં ખૂબસુરત છે. હિંદુસ્તાનીઓ ઉપર વિશ્વાસ ન રાખવો અને તેમને મારી નાંખવા એવી મહારાણીની આજ્ઞા પરંપરાથી ચાલી આવે છે, હજારો વર્ષથી તેમ બનતું આવ્યું છે, છતાં કોણ જાણે શાથી આ વાંદરમુખા ઉપર તો મને બહુ વ્હાલ આવે છે! લડવાની યુક્તિઓ પણ તેમની પાસે ઘણી મજેની છે! બિચારા ઉપર મહારાણી ભુરકી ન નાંખે તો ઠીક. બિચારો કેવો ઘસઘસાટ ઉંઘે છે! તેને લડાઇમાં ખૂબ થાક લાગ્યો હોય તેમ જણાય છે. હું હવે જતો રહું, નહિતો કદાચ મારા પગરવથી તે જાગી જશે." એમ બબડતો બામદેવ ધીમે પગલે પાછો જવા લાગ્યો, પણ તે થોડાં ડગલાં ગયો એટલે મેં હાક મારીઃ "એ કોણ ગયું? દાદાજી! તમે છો કે શું?"

દાદાજીએ હવે ડગલાં પાછાં ભર્યા અને જવાબ આપ્યોઃ "હા બેટા! હુંજ છું! પણ તું તારે નિરાંતે ઉંઘ. ઉંઘથી તને ઠીક આરામ થશે. હું તો માત્ર તારી તબીયત જોવા આવ્યો હતો અને એમ કહેવા માંગતો હતો કે તારા પર હલ્લો કરનારા બકરાઓને મહારાણી તરફ મેં મોકલી દીધા છે. મહારાણીએ મને કહ્યું હતું કે હવે તમારે પણ જલ્દી તેમની પાસે જઇ પહોંચવું, પરન્તુ હજી તમારી સ્થિતિ મુસાફરી કરવા જેવીજ કયાં છે?"

"ખરી વાત છે, દાદાજી! અમે સાજા થઈએ નહિ, ત્યાં-સુધી અમારાથી મુસાફરી કરી શકાય તેમ નથી. પણ દાદાજી! હવે મને અહીંથી અજવાળામાં બહાર લઇ જાઓ તો ઠીક? આ ઓરડીમાં મને જરાએ ગમતું નથી. હુ ગભરાઇ જઉં છું."

બામદેવ બોલ્યોઃ "એ વાત ખરી છે, બેટા! આ ઓરડી

બંધીગાર છે એટલુંજ નહિ પણ ગમગીનીભરેલી છે. હું જ્યારે જુવાન હતો, ત્યારે અહીં-જે સ્થળે તું અત્યારે સૂતો છે તેજ સ્થળે એક સુંદર સ્ત્રીનું મુડદું રાખેલું હતું. એ સ્ત્રીનું એટલું બધું સૌંદર્ય હતું કે રોજ રાત્રે હું અહીં મશાલ લઇને આવતો અને એ મુડદાના સુંદર મુખ તરફ આનંદથી નિહાળી રહેતો. જાણે કે તે સ્ત્રી ભર ઉંઘમાં પડી હોય અને સ્હવાર પડતાંજ ઉંઘમાંથી ઉઠીને મારી સાથે વાતો કરવાની હોય એવું મને લાગતું અને એવીજ તેના વદન ઉપરની સુમધુર શાન્તિ હતી. તેનું શરીર સફેદ અને સુંદર હતું. તેના માથાના વાળ તેના પગની પાની સુધી લાંબા હતા. તેના મુડદાને કોઇ એવો મસાલો લગાડેલો હતો કે જેથી તે મુડદું કોહ્યા કે સડયા વિના એકસરખી સુંદર હાલતમા એમ ને એમ રહેવા પામ્યું હતું. આ મારી મૂંગી માશુક ઉપર હું ખરેખર મોહી પડયો હતો એમ કહું તો ચાલે. અમારાં અમર મહારાણી જ્યાં રહે છે, ત્યાં તો આવાં મુડદાં અનેક છે અને તેમને જૂદી જૂદી સમાધિઓમાં-ભોંયરાઓમાં પધરાવેલાં હોય છે. તે મુડદાં એવાં તો સંપૂર્ણ હોય છે કે જાણે માણસ થોડીવાર પહેલાજ મરી ગયો હોય એવુંજ ભાન તે જોતાં આપણને થવા પામે. રોજરોજ મને અહીં આવતો જોઇને મારી માને શંકા પડી, એટલે એકવાર તે મારી પાછળ પાછળ આવી અને તેણે જોયું કે હું એ મારી ઉંઘતી માશુકના ઓઠ ઉપર ચુંબન કરી રહ્યો હતો! આ જોતાંજ તે ભય પામી અને ગુસ્સે પણ થઇ. મારી ઉપર આ સુંદર મુડદાએ કાંઇ જાદુ કર્યું છે એવુંજ તેની સમજમાં આવ્યું, એટલે તેણે એકદમ મારી પાસેની મશાલ ઝુંટવી લીધી. અને પેલા મુડદાના વાળને ચાંપી દીધી કે તુરત તે મુડદું ભડભડાટ બળવા લાગ્યું. આવી રીતે મસાલો લગાડેલાં મુડદાં કપુરની પેઠે બળી

જાય તેવાં હોય છે એટલે તેને બળતાં પણ વાર લાગી નહિ. જો બેટા! એ બળી જવાથી આ ઓરડીમાં જે ધુમાડો થએલો તે ઓરડીની છત ઉપર જ્યાં ત્યાં લાગી ગએલો હજી પણ જોવામાં આવે છે. ”

મેં ઉંચે નજર કરી તો બામદેવની વાત ખરી જણાઇ. ધુમાડાને લીધે ઓરડીની પત્થરની છત કાળી થઇ ગએલી હતી, અને જાણે માથાપર ધુમાડાનું કાળું વાદળું ઝઝૂમી રહ્યું હોય એવો દેખાવ થઇને રહ્યો હતો.

બામદેવે પોતાની વાત આગળ ચલાવી: “ એ મુડદું ભડભડાટ બળવા લાગ્યું પરન્તુ તેનો મોટો ભાગ બળી ગયો એટલે મારી માતા ચાલી ગઇ એટલે મેં એ સુંદરીના મુડદાનો એક પગ બળતો બળતો બચાવી લીધો, અને એક રેસાના કાપડના ટુકડામાં વીંટાળીને આ પત્થરથી બેસણીને ખૂણે એક નાની બખોલ છે તેમાં છુપાવી દીધો. આ બધું જાણે કે ગઈ કાલેજ બની ગયું હોય તેવું મને લાગે છે. ઘણું કરીને એ પગ હજી પણ તે બખોલમાંજ પડયો હશે; જો કે હું ત્યારપછી આજસુધી આ ઓરડીમાં આવ્યો નથી એટલે એ પગ હવે રહ્યો હશે કે નહિ તેની મને ખાત્રી નથી. રહે, હું જરા જોઉં તો ખરો ! ”

એમ બોલીને બામદેવ નીચે બેઠો, અને ઘુંટણભેર થઇને તેણે પેલી બખોલ તરફ હાથ લંબાવ્યો. બખોલની ઉપર એક નાનું પત્થરનું છીપરૂં ઢાંકેલું હતું અને તે બખોલમાં એવી રીતે ભરાવેલું હતું કે સહજમાં તે બહાર નીકળે નહિ. બામદેવે જરા મહેનત કરીને તે છીપરૂં બહાર કાઢયું અને પછી અંદર હાથ ઘાલીને કપડામાં કાંઇક વીંટાળેલું બહાર ખેંચી કાઢયું. ઉપરથી કપડું ઉખેળી નાંખતાં જ

માંહેથી એક સુંદર નાનો પગ નીકળ્યો !! જાણે કે હજી ગઈ કાલે જ એ પગ કોઈ જીવતી સુંદરીના શરીરમાંથી કાપી લીધો ન હોય એવો જ તાજો તે દેખાતો હતો !

"જોયું બેટા ! હવે મારી વાત તને સાચી લાગે છેને ? આ પગ હજી તેમનો તેમજ રહેલો છે. જરા હાથમાં લઈને જો કે તે કેવો સુંદર છે ? જેનો પગ આવો સુંદર હતો તેનું વદન કેટલું સુંદર હશે તેની તું હવે કલ્પનાજ કરી લે !"

મેં તે નાનો સુંદર પગ મારા હાથમાં લીધો અને મશાલના અજવાળામાં તેને બરાબર તપાસ્યો. તે વખતે મારા મનની વૃત્તિઓ એવી ગુંચવાઈ ગઈ કે હું તેનું વર્ણન કરી શકતો નથી. તે પગ વજનમાં ઘણો હલકો હતો. જીવતા માણસનો તુરતમાં કાપેલો પગ તેથી ઘણો વધારે વજનદાર હોય, છતાં દેખાવમાં તે ખરેખરો માણસના પગના જેવોજ આબેહૂબ હતો. ઈજીપ્તમાં મશાલો ભરીને મુડદાં જાળવી રાખવામાં આવે છે, તે કરતાં આ પગ ઘણો આબેહૂબ હતો, કારણ કે તે જરાએ ચીમળાયલો કે સુકાયલો દેખાતો નહોતો. છતાંએ તેમાંથી તેજદાર મસાલાની વાસ તો આવતી હતી, ખરેખર આ લોકો અગાઉ મુડદાં બનાવવાની રીતમાં ઘણાજ પ્રવીણ હોવા જોઈએ એવું મારે માનવું પડયું.

ગરીબડા સુંદર પગ ! તું કઈ સુંદરીનું અવયવ હશે અને કેટલાં વરસથી તું અહીં જળવાઈ રહ્યો હશે ! જ્યારે તને ધારણ કરનારી સુંદરી જીવતી હતી ત્યારે તેના ઓઠ ઉપર કાંઈ કાંઈ રાજા–મહારાજાઓનાંએ ચુંબન લેવાયાં હશે, અને આજે ? અહા ! કાળ પોતાનું કાર્ય કર્યે જ જાય છે !

મેં તે નાના સુંદર પગને એક સુંદર કપડાના કકડામાં વીંટાળ્યો

અને મારા મુસાફરીના થેલામાં તે મૂકી દીધો. પછી બામદેવની મદદથી માંડમાંડ ચાલીને હું લલિત પાસે ગયો. લલિતના આખા શરીરે સારી પેઠે ઘા તથા ઘસારા પડેલા હતા. મારા કરતાં તે વધારે નબળો પડી ગયો હતો અને જે એક ઘા તેને વાગ્યો હતો તેમાંથી સારી પેઠે લોહી વહી જવાને લીધે તે વધારે બેચેન થઇ ગયો હતો. તેને ખુલ્લી હવામાં જઇને જરા નાસ્તો કરવાની ઇચ્છા હતી એટલે ચામા અને જુવાને મળીને તેને ઉચક્યો અને ગુફાના મ્હોં આગળ લાવી તેને બેસાડ્યો. આગલા દિવસનો ભયંકર દેખાવ આજે ત્યાં જરા પણ રહેવા દેવામાં આવ્યો નહોતો. ત્યાં અમે બધાએ નાસ્તો કર્યો અને બે દિવસ સુધી ત્યાંજ રાત ને દહાડો પડાવ નાંખીને રહ્યા.

ત્રીજા દિવસની સ્હવારમાં જુવાન અને હું તો બરાબર સાજા થઇ ગયા. લલિત પણ હવે ઠીક–ઠીક સાજો થવા પામ્યો હતો, એટલે હવે મુસાફરીએ નીકળવાની બામદેવની વિનતિ મારે કબુલ રાખવી પડી. અહીંથી ઉતાવળે અમને અમર મહારાણી પાસે પહોં-ચાડવાની બામદેવને મહારાણીની આજ્ઞા થઇ હતી અને અહીં આવો અકસ્માત થવાથી અમારે રોકાઇ રહેવું પડયું હતું. આ કારણથી હવે જેમ બને તેમ ઉતાવળે વિદાય થવાની બામદેવ ઉપરા ઉપરી વિનતિ કરતો હતો. કામરૂનાં વિશાળ જંગલોને વીંધીને અમારે જવાનું હતું કારણકે કામરૂદેશની અમર મહારાણીનો નિવાસ ત્યાંજ હતો. માર્ગ બહુ કપરો હતો અને મુસાફરીની હલાકીથી કદાચ લલિતનો ઘા ઉથળવા પામે એવો ભય હતો, છતાં બામદેવની આગ્રહભરી વિનતિને કબૂલ રાખ્યા વિના ચાલ્યું નહિ. તેને ભય હતો કે કદાચ બહુ મોડું થવાથી મહારાણી તેની ઉપર કોપ કરે.

# પ્રકરણ ૨ જું.

## જોખમભરી મુસાફરી.

અમે મુસાફરીએ નીકળવાનો નિશ્ચય કર્યો તેને પૂરો એક કલાક પણ થયો નહિ હોય, એટલામાં તો પાંચ ડોળીઓ અમારે માટે તૈયાર થઇને ગુફાના મુખ આગળ આવી પહોંચી. દરેક ડોળી માટે ચાર-ચાર ઉંચકનાર અને બબ્બે વધારાના માણસો હતા. તેમની સાથે પચાસ હથીયારબંધ જંગલીઓ હતા જેઓ સાથે લેવાનો બોજો પણ ઉંચકતા હતા. આમાંની ત્રણ ડોળીઓ હું, લલિત અને જુવાન માટે હતી, એક બામદેવ માટે હતી અને પાંચમી પેલી યામા માટે હશે એવું મેં ધાર્યું. મેં બામદેવને પૂછ્યું: "દાદાજી! યામા સાથે આવે છે કે શું?"

"તેની ઇચ્છા હોય તો ભલે આવે. અમારા મુલકમાં સ્ત્રીઓ ચાહે તેમ કરવા મુખત્યાર છે. અમે તેમને પૂજીયે છીએ અને તેમની મરજી મુજબ વર્તવાની સ્વતંત્રતા આપીએ છીએ, કારણ કે તેમના વિના દુનિયા ચાલી શકે નહિ. સ્ત્રીઓ તો જીંદગીની ખાણ છે."

"બરાબર!"

"અમે તેમને પૂજીએ છીએ ખરા, પરન્તુ અમુક હદ સુધીજ પૂજીએ છીએ. તેઓ અસહ્ય થઇ પડે ત્યાં સુધી-પુરૂષોને તોબાહ પોકરાવે ત્યાં સુધીજ અમે પૂજીએ છીએ."

"અને ત્યારપછી શું કરો છો?"

બામદેવ બોલ્યો: "તેઓ અસહ્ય થઇ પડે એટલે જુવાન સ્ત્રીઓને સાનમાં લાવવા અમે ઘરડી-બુઢ્ઢીઓને ઠાર કરી નાંખીએ

છીએ ! અમે તેમને તે વખતે બતાવી આપીએ છીએ કે જોકે અમે તમને પૂજીએ છીએ, તોપણ અમે તમારાથી વધુ બળવાન છીએ. દર પચીસ–ત્રીસ વર્ષે આવી સ્ત્રીઓની કતલ ચલાવવાની અમને જરૂર પડે છે. મારી સ્ત્રી આજથી ત્રણ વર્ષ પહેલાં જ ઠાર થઈ હતી. એ બહુ ખોટું થયું ખરૂં, પરન્તુ બેટા ! ખરી વાત કહું તો તે થઇ ત્યારથી હું સુખી થયો છું અને હવે હું એટલો ઘરડો થયો છું કે કોઇ જુવાન છોકરી મને પરણવાને તૈયારજ ન થાય."

"એટલે એકંદરે તમે ઠીક છૂટછાટ ભોગવો છો, એમજ ને ?" મેં પૂછ્યું.

"ખરેખર એમજ, મારા વાંદરમુખા બેટા ! આ કામરૂદેશમાં સ્ત્રી એ પુરૂષને માટે પરતંત્રતાનું સાધન છે; એ સાધન ઠાર થાય એટલે મારા જેવા બુઢ્ઢાને છૂટછાટ મળેજને ? હવે આ વામાના સંબંધમાં મને કાંઇ સૂજતું નથી. તે એક બહાદુર છોકરી છે અને સિંહ ઉપર તેનો સારી પેઠે પ્રેમ છે. તેં જોયું ને ? તે સિંહને એવી રીતે વળગી પડી હતી કે જેથી કોઇ તેને મારી શકયું નહિ અને સિંહની જીંદગી બચવા પામી. અમારા દેશના રીવાજ મુજબ વામા હવે સિંહની પરણેલી સ્ત્રી થઇ ચૂકી છે અને સિંહ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં સાથે જવાનો વામાનો હક્ક છે ! તેના એ હક્કની આડે આવવાને માત્ર અમારાં અમર મહારાણીની આજ્ઞાજ સમર્થ છે–બીજું કોઈ સમર્થ નથી."

મેં પૂછ્યું: "અને ધારો કે મહારાણીએ એવી આજ્ઞા વામાને કરી કે તારે સિંહને છોડીને ચાલ્યા જવું અને જો વામા તે આજ્ઞા ન માને તો શું થાય ?"

બાબાદેવ ગંભીર મુખમુદ્રા કરીને બોલ્યો: "જો પવનનો ઝપાટો ઝાડને નમી જવાની આજ્ઞા કરે અને ઝાડ ન નમે તો શું થાય ?"

" ઝાડ જડમૂળમાંથી ઉખડીને જોયે પડી જાય."

" અને ચામાની પણ તેવીજ દશા થાય." બામદેવે જવાબ આપ્યો, અને વધુ વાતચીત કર્યા વિનાજ પોતાની ડોળીમાં ચડી બેઠો. બીજાઓ પણ પોતપોતાની ડોળીઓમાં બેઠા અને દસેક મિનિટમાં તો અમારી મુસાફરી શરૂ થઇ ગઈ.

બામદેવના તાબાના પહાડી પ્રદેશને ઓળંગી જતાં અમને એકાદ કલાક થયો અને ઇંડાકૃતિનો બાજુનો પહાડ ઓળંગી જતાં બીજો અર્ધો કલાક થયો. સૃષ્ટિસૌંદર્ય પુર બહારમાં ખીલી નીકળેલું હતું. જૂદી જૂદી જાતનાં વૃક્ષો, વેલા અને જંગલી ફુલરોપથી પર્વતનાં પાસાં ભરચક દેખાતાં હતાં અને ધીમો મધુરો પવન વાઇ રહ્યો હતો. એ સુંદર દેખાવ ઓળંગી જતાં ગંદા પાણીની ખીણો અને ખાઇઓ આવવા લાગી. એ પ્રદેશમાંથી પસાર થતાં ભારે બદબો આવતી હતી અને નાકે રૂમાલ સુદ્ધાં રાખવો પડતો હતો. ઝેરી હવામાં જ વીંટાઇને અમે મુસાફરી કરી રહેલા હોઈએ એવો અનુભવ ક્ષણે ક્ષણે થયા કરતો હતો. બપોરે અમે આવી એકાદ ગંદી ખાઇની કોરણપરજ ભાતું ખાવા બેઠા અને ખાઈ રહીને પછી આગળ વધ્યા. પછીનો રસ્તો બીનાશવાળી ખીણની અંદર થઇને પસાર થતો હતો પરન્તુ તે મારા જેવા અજાણ્યાને હાથ આવે એવો નહોતો. મારા જેવો તો ખરે રસ્તે જવાને બદલે નરમ કાદવમાંજ ખુંચી જાય, જ્યારે આ ભોમીઆ જંગલી લોકો આસપાસની નરમ ભોંને છોડીને બરાબર કઠણ પગથી ઉપર જ સાવચેતીથી ચાલતા હતા. સૌને મોખરે બે જંગલી લોકો રસ્તાની ઓળખ માટે ચાલતા હતા. તેઓ પોતાના હાથમાંના ભાલાને જમીનમાં ખોસી–ખોસી કઠણ ભોંની ખાત્રી કરીને પછી જ આગળ વધતા હતા, અને બીજાઓ તેમની

પાછળ પાછળ ચાલતા હતા. આટલી સાવચેતી છતાં ભુલથાપો થતી. ચાર દિવસ પહેલાં જે રસ્તેથી માણસો ગયા હોય અને તેમનાં પગલાં પડેલાં હોય, તેજ રસ્તેથી આજે જવાનું મુશ્કેલ પણ હોય, કારણકે કઠણ ભોંયની જગ્યાએ નરમ કાદવ આવી જવાના બનાવો પણ ઘણી વાર બનતા. આથી જો એવી ભોંયનો વિશ્વાસ રાખીને ચાલીએ તો કમર કે છાતીસુધી કાદવમાં ખુંચી જઇએ એ સંભવિત હતું.

આવી ખાઇઓની આસપાસનો દેખાવ ભયંકર હતો. માઇલો સુધી કાદવ પથરાએલો દેખાય, તેમાં માછલાં ખદબદતાં હોય, સાપ અને વીંછીનો તો પાર નહિ, બગલાંનાં ટોળેટોળાં ઉડતાં-ભમતાંજ હોય, કુતરાં જેવડાં દેડકાં પોતાના શરીર જેવાજ ભયંકર અવાજો કરી રહેલા હોય, મગર તો વારંવાર નજરે પડતા જ હોય અને મચ્છરનું તો પૂછવું જ શું? નદી પર મુસાફરી કરતાં અમને જે મચ્છરોએ પજવ્યા હતા તે મચ્છરો તો આ ખાઇઓના મચ્છરોની સરખામણીમાં કશી વિસાતમાં લેખાય નહિ! કીચડમાંના કોહાતા વેલા અને વનસ્પતિ પણ આ ખાઇઓની બદબોમાં વધારો કરી રહી હતી.

સાંજ સુધી અમે મુસાફરી કરી, પરન્તુ આ પ્રદેશમાં મશાલો સળગાવીને પણ રાત્રે મુસાફરી કરવી અશક્ય હતી, એટલે એક સારી કઠણ જગ્યા જોઇને અમે પડાવ નાંખ્યો. સુકું ઘાસ અને સુકાયલા લાકડાનાં કીટીયાં અમે ચકમકથી દેવતા પાડીને સળગાવ્યાં અને તેની ફરતા બેસીને અમે ભોજન કર્યું. ટાઢ હતીજ નહિ બલકે સખત તાપ લાગતો હતો, છતાં આ લાકડાના તાપથી મચ્છર દૂર રહેતા હોવાને લીધે અમે એ તાપને સહન કરી લીધો. પછી અમારા

ધાબળાઓમાં લપેટાઈને અમે ઉંઘવા માટે ફાંફાં મારવા લાગ્યા, પરન્તુ ઉંઘ આવેજ કયાંથી ? મચ્છરોનો ગણગણાટ, દેડકાના અવાજ, તમરાંનો કકળાટ અને મગરનાં ડાચાં ઉઘાડ-બંધ થતાં થતા ડરામણા અવાજો, એ બધાની વચ્ચે નિરાંતે ઉંઘ લેવી એ કાંઇ સહેલું કામ નથી; પરન્તુ પેલા જંગલી લોકો તો ઉઘાડે શરીરે ધસઘસાટ ઉંઘ કાઢતા હતા ! લલિત મારી બાજુમાં જ સૂતો હતો અને વારંવાર હાંફતો હતો. તેના ચહેરા પર રતાશ તરી આવી હતી અને તેની બાજુએ સૂતેલી યામા વારંવાર પોતાની કોણીપર માથું ટેકવી જોઇ રહી હતી કે પોતાના વ્હાલા પતિને બરાબર ઉંઘ આવી છે કે નહિ ! લલિતે, મેં અને જુવાને બપોરે કવીનાઇન સારી પેઠે લીધેલું હતું, તે સિવાય આ ભેજ વાળા પ્રદેશમાં તાવના હુમલામાંથી બચવા માટે બીજું કશું અસરકારક ઓસડ અમારી પાસે નહોતું. લલિતને હજી બરાબર આરામ નહિ થએલો હોવાથી મને ચિંતા થયા કરતી હતી. રાત્રિ વધવા લાગી તેમ તેમ તારાઓ આકાશમાં ખીલવા લાગ્યા. ઉંચે આભ, નીચે ધરતી, કયાં જુનાગઢ, કયાં કામરૂદેશ, એ પ્રભુની લીલાના વિચારમાં હું ગૂમ બની ગયો. કેવા ભયંકર સાહસમાં અમે ઝંપલાવ્યું હતું તેનો વિચાર પણ વારંવાર થઇ આવતો હતો. કામરૂદેશની અમર અપ્સરા શું આવા જંગલી પ્રદેશથી વીંટળાયલા મુલકમાં રહેલી હશે ? તે કોણ હશે ? અમર જીંદગી માટે અગ્નિસ્નાન કેવી રીતે કરવામાં આવતું હશે ? અને શું મનુષ્યને અમર કરનારો એવો અગ્નિ હજી હયાતી ધરાવતો હશે? એવો અગ્નિ મને સંભવિત લાગ્યો પણ શકય ન લાગ્યો. આ દુનિયામાં અમર થવાનો નુસખો જે મનુષ્ય પાસે હોય, તે મનુષ્ય દુનિયામાં રાજ્ય કરે એમાં શી નવાઇ ? જો કામરૂદેશની મહારાણી પાસે એ નુસખો હોય તો

તેની આટલી બધી સત્તા ગેરવાજબી નથી, પરન્તુ એવું કાંઇ તેની પાસે હશે ખરૂં ? જો હોય તો તે આવા જંગલી લોકોની રાણી તરીકે ગુફાઓમાં કેમ વસી રહી છે ? શામાટે તે યુરોપ, અમેરિકા કે હિંદુસ્તાનમાં જઇને રહેતી નથી અને બુદ્ધિમાન લોકો ઉપર રાજ્ય ચલાવતી નથી ? આવા સવાલો મનને પૂછતાં મને લાગ્યું કે અમર અપ્સરાની આખી વાત જ્યારે પેલી આરસની તખ્તીમાં લખાઇ ત્યારે દેશમાં ચોતરફ વહેમ પ્રસરેલો હતો, એટલે આખી વાત વહેમથીજ ભરપુર હોવી જોઇએ. હું મારા મનમાં બોલ્યો: " એ ગમે તેમ હોય, પરન્તુ મને જો અમર બનવાની તક મળે તોપણ મારે એ અમરતા જોઇતી નથી ! " પછી મેં જરા ઉંઘવાનો યત્ન કર્યો અને આંખ જરા જંપી પરન્તુ પરોઢ થતાં તો હું જાગી ઉઠ્યો.

પરોઢના ઝાંખા અજવાળામાં મેં જોયું કે ડોળી ઉપાડનારા અને બીજા અમારી સાથેના માણસો આમતેમ ભૂતડાંની પેઠે ફરતાં હતાં અને પડાવ ઉપાડીને કૂચ કરવાની તૈયારી કરતા હતા. રાત્રે સળગાવેલી આગ અત્યારે ઠરી ગઇ હતી એટલે હું ઉંઘમાંથી ઉઠીને ટાઢથી થરથરવા લાગ્યો. આ ખીણોમાં જેવી રીતે તાપ સખત પડતો તેવી રીતે ઠંડ પણ સખત લાગતી અને તાપ અને ટાઢના અનુભવો રોજ રોજ થયા કરતા. પછી મેં લલિત તરફ જોયું. તે પોતાના લમણા બેઉ હાથે પકડીને બેઠો હતો. તેનો ચહેરો લાલચોળ થઇ ગયો હતો અને તેને શરીરે સખત તાવ ભરાયો હતો.

મેં પૂછ્યું: " કેમ લલિત ! તને કેમ છે બાપુ ? "

તે ખોખરે અવાજે બોલ્યો: " હું હવે મરવા બેઠો છું, કાકાશ્રી ! મારૂં માથું ફાટી જાય છે, શરીરમાં ટાઢનું લખલખું ભરાઇ આવ્યું છે અને મારી તબીયત મને તો બહુ ભયંકર લાગે છે ! "

આ સાંભળીને મારા મુખમાંથી કારમો ધીમો ચિત્કાર નીકળી ગયો. તેની નાડ મને જોરમાં ચાલતી જણાઇ. મેં જુવાનને ઉઠાડયો અને તેની પાસેથી ક્વીનાઇન કઢાવ્યું, પરન્તુ તેને ઉઠાડતાં મને માલૂમ પડ્યું કે તેની તબીયત પણ બરાબર નહોતી! તેને વળી આખી કરોડ પર વાંસામાં દુઃખાવો ઉપડયો હતો. બીજું તો શું થઇ શકે પણ મેં જુવાનને અને લલિતને સારી પેઠે ક્વીનાઇન આપ્યું અને સાવચેતી તરીકે મેં પણ થોડું ક્વીનાઇન લીધું. પછી હું બામદેવ પાસે ગયો અને તેને મેં જુવાન તથા લલિતની સ્થિતિની વાત કરી. તે મારી સાથે પાછો લલિત પાસે આવ્યો અને તેણે તેનું શરીર તપાસ્યું તથા જુવાનને પણ તપાસ્યો. તે બોલ્યોઃ " આ સિંહને રૂક્ષ તાવ છે ખરો પણ તે જુવાન છે એટલે તાવના હુમલાને સહન કરી શકશે, અને આ કુક્કરને કરોડ દુઃખે છે તે પણ ધીમા તાવનીજ નિશાની છે, પણ તેને સાંજસુધીમાં તાવ ઉતરી જશે. તારે બેઉની તબીયત માટે કાંઇ ચિંતા કરવા જેવું નથી."

"પણ દાદાજી! આ સ્થિતિમાં તેમનાથી મુસાફરી કેમ થઇ શકે?" મેં પૂછ્યું.

બામદેવ બોલ્યોઃ "તેમણે મુસાફરી કરવીજ જોઇએ; નહિતો અહીં રોકાવાથી તો તે બેઉ જરૂર મરી જશે. આ ભેજવાળી જમીન પર બેસવા કરતાં ડોળીમાં બેસવું એ જ વધારે ઠીક છે. જો આજે આપણી મુસાફરી બરાબર થશે, તો આજે રાત પહેલાં તો આપણે આ ગંદી ખીણો વટાવીને સારી હવાવાળા પ્રદેશમાં પહોંચી જઇશું. ચાલો, હવે તેમને ડોળીમાં બેસાડી દઇએ અને નાસ્તાનું કામ આપણે રસ્તામાં ચાલતાં ચાલતાંજ પતાવી લઇશું. આ ધુમ્મસમાં જમીન પર ઊભા રહેવું એ પણ સહીસલામત નથી."

અમે પુનઃ મુસાફરી શરૂ કરી, જોકે મારૂં અંતઃકરણ ચિંતાથી ભરપુર હતું. ત્રણ કલાક સુધી અમે ઝડપબંધ મુસાફરી કરી પરન્તુ ત્યારપછી અમને એક અકસ્માત નડયો. અમારો માર્ગ કાદવમાં થઇને પસાર થતો હતો અને ડોળી ઉચકનારાઓ ઘુંટણપુર કાદવમાં થઇને માર્ગ કાપી રહેલા હતા. અમારા શરીરનો સાડા ત્રણ મણનો બોજો ખાંધ ઉપર ઉંચકીને એ લોકો કાદવમાં કેવી રીતે ચાલી શકતા હશે તેનો મને વારંવાર વિચાર થઈ આવતો હતો. રસ્તામાં તેઓ બિચારા ખાંધ બદલતા અને વારાફરતી માણસોની ફેરબદલ પણ કરતા. એવામાં કોઇ એક ડોળી ઉંચકનારનો પગ લપસ્યો અને તુરત કારમી ચીસ સંભળાઈ! કેટલાકોએ ગભરાટમાં બૂમ પાડી અને કીચડમાં કાંઇ ભારે વસ્તુ પડી હોય એવો ધબકારો સંભળાયો! આખી ટોળી આગળ વધતી અટકી. હું ડોળીમાંથી એકદમ કૂદી પડયો અને જોયું તો અમારા દાદાજી બામદેવની ડોળી પાણીથી ભરેલા ખાડામાં તરતી હતી અને બામદેવનું ક્યાંય દર્શન થતું નહોતું! આ અકસ્માત્ એવી રીતે બન્યો હતો કે પાણીના ખાડાની કોરણ પર થઈને અમારો માર્ગ જતો હતો એવામાં બામદેવની ડોળી ઉપાડનાર એક માણસને પગે કાદવમાં રહેતો કોઈ ઝેરી સાપ કરડયો! એનો આકરો ડંખ વાગતાં જ તે માણસે ચીસ પાડી અને તેનો પગ લપસતાં જ તે પાણીના ખાડામાં પડયો પણ પડતાં પડતાં તેણે ડોળીનો દાંડો પકડી રાખ્યો અને પોતાની જાતને બચાવવાનો પ્રયત્ન કર્યો! પરિણામ એ આવ્યું કે બામદેવ અને એ માણસ ખાડામાં ઉથલી પડયા, બાકીના ત્રણ જણાઓએ ડોળીના છેડા છોડી દીધા અને ડોળી પાણીમાં તરવા લાગી! પેલો માણસ ક્યાં ડૂબ્યો હશે તે તો માલૂમ પડતું નહોતું પણ બામદેવ ક્યાં પડયો હતો એ

મારા ધ્યાનમાં આવી ગયું, કારણકે ડોળી ઉપરના નરમ સાદડીના પડદા તરતા હતા, તેની હેઠળ બામદેવ તરફડીયાં મારી રહેલો હોવાથી એ સાદડીના પડદાની હીલચાલ જૂદા જ પ્રકારની માલૂમ પડી આવતી હતી.

"દાદાજી ડોળીની નીચેજ એ પડયા!" એમ એક માણસ આંગળી ચીંધીને બોલવા લાગ્યો, પરન્તુ દાદાજીને પાણીમાંથી બહાર કાઢવાને તેણે એક ડગલું પણ ભર્યું નહિ! બીજા માણસો પણ જાણે કે આ એક તમાશોજ હોય તેમ જોતાજ ઊભા રહ્યા! પરન્તુ મેં મારી ફરજ સ્પષ્ટ રીતે જોઈ. મારી ટોપી મેં ફેંકી દીધી, કોટ કાઢી નાખ્યો અને લાગલોજ હું એ ગંદા પાણીમાં કૂદી પડયો. હાથ આમતેમ અફાળીને મેં પાણીમાં તરતાં પાંદડાં વગેરે કચરો દૂર કરી નાંખ્યો અને એક મિનિટમાં તો બામદેવ જ્યાં પડયો હતો ત્યાં હું પહોંચ્યો. ડુબકી મારતાંની સાથેજ મેં તેનો હાથ પકડી લીધો અને તેને ઉંચો કરી ડોકું પાણીની બહાર આણ્યું. તેને ધીરે ધીરે ખેંચતો હું કીનારા પર લાવ્યો. ગંદા પાણીથી ખરડાયલાં અમારાં કપડાં અને શરીર એવાં થઇ ગયાં હતાં કે જાણે અમે ભૂતના ભાઇ હોઇએ! અને બામદેવને તેનો ચહેરો જો આરસીમાં બતાવ્યો હોય તો તે કદાચ પોતાને પણ ન ઓળખે!

દાદાજી બહાર નીકળ્યા અને થોડી ક્ષણો તો મૂગા રહ્યા. ગંદું પાણી તેમના પેટમાં બહુ ગયું નહોતું પરન્તુ તેમનો શ્વાસ ગુંગળાયો હતો તે કિનારા પર આવતાં જ સારી રીતે ચાલવા લાગ્યો. જરા બોલવાનું કૌવત આવતાં જ તે બુરકી ઉઠયાઃ "અલ્યા, કૂતરાઓ!" પોતાના માણસો તરફ દાંતીયા કરીને તે બોલ્યોઃ "હું તમારો દાદો અને તમે મને ડૂબવા દીધો? આ મારો હિંદુસ્તાની બેટો ન હોત,

તો જરૂર આજે હું મૂઓજ હોત! ધિક્કાર છે તમને, કે એ અજાણ્યો મહેમાન મને કાઢવાને પાણીમાં પડયો અને તમે બધા જોતા બહાર ઊભા રહ્યા!"

પેલાઓ કશું બોલ્યાજ નહિ અને બેશરમ માણસોની પેઠે ઊભા રહ્યા! બામદેવ આગળ બોલ્યો: "મારા વાનરમુખા બેટા! ખાત્રી રાખજે કે તારા સુખમાં કે દુ:ખમાં હું તારો મિત્ર થઈને રહીશ. આજે તેં મારો જીવ બચાવ્યો છે, તો કોઈ દિવસ એવોએ આવશે કે જ્યારે હું તારો જીવ બચાવીશ."

પછી અમે જેમ તેમ કરીને અમારાં શરીર સાફ કર્યાં; ડોળીને પાણીમાંથી બહાર કઢાવીને સાફ કરાવી, અને આગળ ચાલવા માંડયું: અલબત્ત, પેલો જે એક માણસ સાપના ડંખથી ઘવાઇને પાણીમાં ડૂબી મુઓ હતો, તે તો અંદરજ પડયો રહ્યો! તેને તો કોઇએ સંભાર્યો પણ નહિ અને પોતામાંથી એક માણસ ઓછો થયો તેની કોઇએ ચિંતા પણ કરી નહિ!

---

## પ્રકરણ ૩ જું.

---

### કાળા પહાડનો કુદરતી કિલ્લો.

સૂર્યનો અસ્ત થવાને એકાદ કલાકની વાર હતી, તે સમયે અમે એ ગંદા પહાડી પ્રદેશને ઓળંગીને સારી હવાવાળા સ્વચ્છ પ્રદેશમાં દાખલ થયા. મને તેથી બહુજ આનંદ થયો. ધીરે ધીરે જમીન વધારે કઠણ આવવા લાગી અને રાત પડી એટલે અમે સૂકી-સારી જમીન જોઇને પડાવ નાંખ્યો. સૌથી પહેલાં મારે લલિતની

તબીયતની તપાસ કરવાની હતી. મેં ડોળીમાંથી ઉતરતાં જ તેની તબીયત તપાસી તો માલૂમ પડયું કે રહવાર કરતાં તેનું શરીર અત્યારે વધારે બગડેલું હતું. તેને તાવ તો હતો જ અને વધારામાં ઉલટી ઉપર ઉલટી થયા કરતી હતી. પરોઢ થતાં સુધી તેને ઉલટીઓ ચાલુ જ રહી અને આખી રાત મને પણ ઉંઘ આવી નહિ. મેં અને યામાએ મળીને આખી રાત તેની બરદાસ્ત કરી. પરન્તુ અહીં અમને એક વાતે સુખ ઉપજ્યું. ગંદી ખાઇઓ વાળો પ્રદેશ દૂર રહ્યો હોવાથી અહીં જરાએ ભેજ નહોતો, મચ્છરનો ત્રાસ નહોતો અને ગરમી પણ ઠીક હોવાથી શરદી થવાનો ભય નહોતો.

પરોઢમાં મેં જોયું કે લલિતનું મગજ નબળું પડી ગયું હતું ! જાણે કે તેના શરીરને વહેરીને તેના બે ટુકડા કરવામાં આવ્યા હોય તેવી કલ્પનાઓ તેને થયા કરતી હતી અને તે કાંઈ કાંઇ બક્યા કરતો હતો ! મને બહુ ચિંતા થયા કરતી હતી. લલિતની આવી માંદગીનું પરિણામ શું આવશે તેનો મને વિચાર થતો હતો. આવા ભયંકર તાવનું પરિણામ મોત સિવાય બીજું કશું આવતું નથી, એવી ઘણી વાતો મેં સાંભળી હતી એટલે લલિતના ભવિષ્યની ચિંતાથી જ હું બ્હાવરો બની ગયો. એટલામાં બામદેવ મારી પાસે આવ્યો અને બોલ્યો કે " બેટા ! હવે આપણે અહીંથી જલ્દી ઉપડી જવું જોઇએ; તેનું ખાસ કારણ એ છે કે, આ સિંહને આજે સાંજ પડતાં સુધીમાં કોઈ એવે સ્થળે પહોંચાડવો જોઇએ કે જ્યાં તેને સારી પેઠે આરામ મળે અને તેની સેવા-ચાકરી સારી રીતે થાય; નહિ તો પછી એક-કે-બે દિવસમાં તે જરૂર મરી જવાનો. "

મને પણ બામદેવની આ વાત ખરી લાગી, એટલે મેં તુરત લલિતને પાછો ડોળીમાં બેસાડયો અને અમારી મંડળી પુનઃ પ્રવા-

સમાં આગળ વધવા લાગી, યામા લલિતની ડોળીની બાજુએ પગે ચાલતીજ આવતી હતી અને લલિતના શરીર પર માખી-મચ્છર બેસે તો તે ઉડાડયા કરતી હતી. અર્ધા કલાકમાં અમે એક ઉંચી ટેકરીના ચઢાણ પર પહોંચ્યા અને તેની પેલી મેરનો સુંદર દેખાવ અમારી દૃષ્ટિએ પડયો.

સામે આશરે દશેક ગાઉના અંતર પર એક કાળો પહાડ દેખાતો હતો અને એ પહાડ તથા અમારી વચ્ચે ઝાડ-પાનથી લીલો-હરીયાળો સુંદર પ્રદેશ હતો. આ પ્રદેશમાં ઉતરતાં અમને હવા તદ્દન બદલાઈ ગએલી અને ખુશનુમા લાગી. અમારો થાક અને કંટાળો શમી જતો હોય એવો ઉત્સાહ આવવા લાગ્યો. સામેનો ગંજાવર પહાડ કાળા વાદળા જેવો દેખાતો હતો છતાં તેનો આકાર સ્પષ્ટ માલૂમ પડતો હતો. પહેલી નજરે તો તેનો વિસ્તાર કેટલો હશે તે કળી શકાય તેમ નહોતું, પરન્તુ પાછળથી મને માલૂમ પડયું કે એ પહાડ પચાસેક ચોરસ માઇલના વિસ્તારમાં હતો! થોડાક ઉંચાણ સુધી તો પહાડનો ભાગ ચઢી શકાય તેવો હતો, પરન્તુ પછી તે એવો સીધો કાળા પત્થરની દીવાલ જેવો હતો કે જાણે તે કાળા પત્થરનો કુદરતી કિલ્લો હોય એવો માલૂમ પડતો હતો; અને એ કિલ્લો એટલો ઉંચો હતો કે કિલ્લાની ટોચે આકાશમાંનાં વાદળાં એકઠાં થઇને આરામ લઇ રહ્યાં હોય એવો દેખાવ થઇ રહ્યો હતો. આસપાસના લીલા-હરીયાળી વાળા સુંદર પ્રદેશનું અવલોકન કરતો એ કાળો ઉંચો પહાડ જાણે કે જીવતા પહેરેગીરની પેઠે ઊભો ન હોય એવી કલ્પના તેનું દર્શન કર્યા પછી ઉપજતી હતી. આ પહાડ અને અમારી વચ્ચેનો લીલો પ્રદેશ કામરૂ દેશના મેદાનને નામે ઓળખાતો હતો.

આ પહાડ તરફ આશ્ચર્યથી હું જોઇ રહ્યો હતો, એટલામાં

બાબાદેવ પોતાની ડોળીને મારી નજીક લાવ્યો અને બોલ્યો: "જો બેટા! આ અમારાં અમર મહારાણીનો કિલ્લો! તારા હિંદુસ્તાનમાં કોઇ રાણીનો આવો કિલ્લો છે?"

મેં જવાબ આપ્યો: "ના, દાદાજી! આ કિલ્લો તો ખરેખર અદ્દભુત છે. પણ આ કિલ્લામાં દાખલ કેવી રીતે થવાતું હશે? સેંકડો ફીટ ઉંચી આ સીધી દિવાલ જેવી ટેકરી ઉપર તો ચડી શકાય જ નહિ!"

"કિલ્લામાં કેવી રીતે દાખલ થવાય છે તે તું પહોંચીશ એટલે જોઇશ. આપણે જે રસ્તા પર ચાલીએ છીએ તે રસ્તો કામરૂ દેશના મેદાનમાં થઇને જાય છે. આ પ્રદેશ હજારો વર્ષથી આવોજ સુંદર, હરીયાળો અને ખુશનુમા છે અને અમારા મહારાણી તેની વચ્ચેના કિલ્લામાં વસી રહ્યાં છે."

"અને કિલ્લામાં દાખલ થવા માટેનો આ એક જ મુખ્ય રસ્તો છે?" મેં પૂછ્યું.

"નહિ, બીજો પણ એક રસ્તો છે, પણ તે માણસો અને પશુઓ સહેલાઇથી ઓળંગી શકે તેવો નથી એટલે કપરો છે; અને વળી તે ગુપ્ત માર્ગ છે. એ માર્ગે થઈને કિલ્લામાં જવા માટે એક–બે મહીના તું મહેનત કરે તોપણ તું ફાવે નહિ. વર્ષમાં માત્ર એકજ વાર એ રસ્તો વપરાય છે. અત્યારે પહાડના ચઢાણો પર જે ઢોર ચરતાં જોવામાં આવે છે, તે બધાંને વર્ષાદની ઋતુમાં જ્યારે કિલ્લાની અંદર લઇ જવાં પડે છે, ત્યારેજ એ રસ્તાનો ઉપયોગ થાય છે."

મેં પૂછ્યું: "અને આપનાં અમર મહારાણી બારે માસ કિલ્લામાંજ રહે છે કે કોઇ વાર કિલ્લાની બહાર નીકળે છે?"

"ના બેટા! જ્યાં તે રહે છે ત્યાં જ તે હંમેશાં રહે છે." બામદેવે કહ્યું.

આગળ ચાલતાં આછી ઝાડીવાળો પ્રદેશ આવ્યો. એ ઝાડીમાં અનેક જાતનાં પશુઓ માલૂમ પડયાં. એ બધાં પાળેલાં નહિ પણ જંગલી પશુઓ હતાં. તેમાં સાબર હતાં, ગેંડા હતાં, પુષ્કળ સસલાં હતાં, પાડા અને ઘોડા પણ હતા; તે ઉપરાંત સુંદર પીછાંવાળાં નાનાં મોટાં પક્ષીઓ પણ હતાં. આ બધાં પશુઓ અમને જોઇને બીધાં. પહેલાં નિર્ભયતાથી ચરી રહેલાં એ પશુઓ હવે અમને જોઇને નાસવા લાગ્યાં. લલિતની તબીયત સારી નહોતી એટલે શિકારની મોજ માણવાની મને ઇચ્છા થતી નહોતી, પરન્તુ મેં બામદેવને વચન આપ્યું હતું કે કોઇ વાર હું તમને મારી બંદૂકની ચમત્કારિક શક્તિ પશુનો શિકાર કરીને બતાવીશ, એટલે મેં મારી ડોળી ઊભી રખાવી અને ડોળીમાં બેઠા બેઠા જ એક બાર કરીને એક નાસતા સાબરને ગોળીથી વીંધી નાંખ્યું. ધબ કરતું કે સાબર નીચે પડયું અને બીજાં નાસતાં પશુઓ વધારે ઉતાવળે દોડી જવા લાગ્યાં. આ બનાવ જોઇને અમારી સાથેના કેટલાક જંગલીઓ સાબર પડયું હતું તે તરફ દોડયા અને બીજાઓ ઊભા રહ્યા. થોડી વારમાં તો તેઓ સાબરનું લોહી નીતરતું ચામડું અને ભરાવાદાર શીંગડાં લઇને ખુશ-ખુશ થઇ જતા પાછા ફર્યા!

બંદૂકની આવી ચમત્કારિક શક્તિ જોઇને વિચારમાં પડી ગએલો બામદેવ હવે બોલ્યો: "મારા વાનરમુખા બેટા! આ તો ભારે ચમત્કારિક હથીયાર! તું છે તો બેડોળ માણસ પણ ભારે પરાક્રમી છે. તારી આ શક્તિ જો મેં મારી આંખે ન જોઈ હોત, તો હું આવી વાત માની શકત નહિ. પણ આવી રીતે આ ચમત્કારિક હથીયાર વાપરતાં તું મને શીખવીશ ખરો ને?"

"જરૂર, હું તે આપને શીખવવાનો, દાદાજી! એમાં તે શી મોટી વાત છે?" મેં કહ્યું, પણ તેજ વખતે મેં મારા મનથી નિશ્ચય કર્યો કે જ્યારે બામદેવ બંદુક હાથમાં લે ત્યારે મારે કાંતો ઝાડની ઓથે ભરાઇ જવું, અથવાતો સુઇ જવું; નહિ તો એ બુઢ્ઢા જંગલીનો બાર કોને ચોંટી પડે તેનું ઠેકાણું શું ?

આગળ ચાલતાં સૂર્યાસ્ત થવાને દોઢેક કલાકની વાર હતી, તે સમયે અમે પેલા કાળા પહાડનું શરૂઆતનું પાંચસો ફીટ જેટલું જે સહેલું ચઢાણ હતું, તે ચઢી ગયા. આ ચઢાણ ચઢતાં અમને કાંઇ ખાસ તકલીફ પડી નહિ. હવે સીધી કાળી દિવાલ જેવો ઉંચો ઉંચો વાદળાંની સાથે વાતો કરતો પહાડ અમારી સામે આવી રહ્યો. તે એવો ભયકારક અને ભવ્ય લાગતો હતો કે તેનું વર્ણન કરવું ભારી થઇ પડે. તેની ઉપર હવે કેવી રીતે ચઢાશે તેનો વિચાર હું કરી રહ્યો હતો, એટલામાં ડોળીવાળાઓ એક ઉંડી ગુફા તરફ ચાલવા લાગ્યા કે જેમાંથી પાણી નીકળતું હતું. આગળ જતાં મેં જોયું કે એ તો મોટું ભોંયરૂં હતું અને અમારે આગળ જવા માટેનો એજ માર્ગ હતો! વચમાંથી ઝરણું વહેતું હતું અને તેથી બાજુપર આશરે આઠેક ફીટ જેટલા ઉંચાણપર માણસોને ચાલવા માટેની બે બાજુએ બે પગથી હતી. અત્યારે રેલ્વેને માટે પર્વત કોતરીને જેવા આરપાર માર્ગો બનાવવામાં આવે છે, તેવોજ એ ભોંયરાનો માર્ગ હતો. કાળા પત્થરને સુરંગથી ફોડયા વિના આવો માર્ગ બની શકે જ નથી, તો પછી પુરાણા સમયમાં આવો આ માર્ગ કેવી રીતે કોતરી કાઢવામાં આવ્યો હશે તેનો વિચાર કરતો હું તો સ્તબ્ધ બની ગયો.

આ ભોંયરામાં દાખલ થતાં પહેલાં અમારી મંડળી ઊભી રહી અને કેટલાક માણસોએ બામદેવની સૂચનાથી વાંસના કકડા સળ-

ગાવી. અંધારાવાળા ભોંયરામાં આગળ વધવા માટેની તે અમારી મશાલો હતી. મશાલો સળગ્યા પછી અમે આગળ ચાલીએ તે પહેલાં તો બામદેવ પોતાની ડોળીમાંથી હેઠો ઉતર્યો અને મારી પાસે આવીને બોલ્યોઃ “ બેટા ! અમર મહારાણીની એવી આજ્ઞા છે કે અહીંથી અમારે તમો બધાની આંખે પાટા બાંધીને પછીજ આગળ લઇ જવા, જેથી તમને પહાડની અંદરના આ રસ્તાની કશી ખબર પડે નહિ. પરદેશીઓને અમારો છૂપો રસ્તો અમે જોવા દેતા નથી.” મને આ આજ્ઞાને તાબે થવામાં કશો વાંધો નહોતો, પરન્તુ આંખે પાટા બાંધવાની વાત જ્યારે મેં જુવાનને કહી ત્યારે તે બોલ્યોઃ “ આ લોકો આપણે માથે ધગધગતો ઘડો મૂકીને મારી નાંખવા માંગે છે, અને તે માટેજ જુઓ આપણને પહેલાં આંધળા બનાવે છે ! ” મેં તેને સમજાવ્યું કે અહીં ઘડા-બડા કશું નથી અને ભય રાખવાની કશી જરૂર નથી, એટલે તેને કાંઇક ધીરજ મળી. લલિત તો પોતાની ડોળીમાં ઘસઘસાટ ઉંઘતો હતો એટલે તેની આંખે પાટો બાંધવાની બામદેવે માંગણીજ કરી નહિ. ઘાસના રેસાનું જાડું કપડું મારી તથા જુવાનની આંખે બાંધવામાં આવ્યું અને એ રીતે અમને છતી આંખે આંખો વિનાના બનાવવામાં આવ્યા. પણ તે સાથે મને નવાઇભર્યું એ લાગ્યું કે ચામાની આંખે પણ પાટો બાંધવામાં આવ્યો ! બામદેવને કદાચ એમ લાગ્યું હશે કે ચામા રસ્તાનો ભેદ પિછાણીને પોતાના પરદેશી પતિને તે કહી દે.

આ પ્રમાણે તૈયારી થયા પછી અમે ઉપડયા. પત્થર ઉપર પગલાં પડતાં સંભળાતાં હતાં અને જેમ જેમ અમે આગળ વધતા હતા તેમ તેમ પાણીનો અવાજ તથા પગલાંનો પડઘો વધારે ઘોર ને ઘોર થતો જતો હતો, તે ઉપરથી હું બંધ આંખોએ પણ સમજી શકતો

હતો કે પર્વતના પેટામાં વધારે ને વધારે ઊંડાણમાં અમે જઇએ છીએ. ધીરે ધીરે હવા વધારે ખાડી થવા લાગી, દમ લેવાની પણ વધારે મુશ્કેલી માલૂમ પડવા લાગી, એટલામાં મારી ડોળી એક બાજુએ વળતી જણાઇ એટલે હું સમજ્યો કે હવે માર્ગ બદલાયો. પણ ત્યારપછી તો એકે એકે અનેક વળાક ડોળીએ લીધા. પહેલાં બંધ આંખોએ આ વળાક બરાબર નજરમાં રાખીને રસ્તાનો ખયાલ રાખવાનો મેં નિશ્ચય કર્યો, અને થોડા વળાક સુધી તો રસ્તો ધ્યાનમાં રહ્યો, પણ પછી ધ્યાન રહી શક્યું નથી. પાણીનો અવાજ આવતો હવે બંધ થયો અને થોડે આગળ જતાં હવા તાજી માલૂમ પડવા લાગી. થોડી વારે તો ખુલ્લો પ્રકાશ પણ માલૂમ પડવા લાગ્યો એટલે હું સમજ્યો કે પર્વતના પેટાનો અંધારાવાળો રસ્તો હવે પૂરો થઇ ગયો. એટલામાં બામદેવે યામાને આજ્ઞા કરીઃ "તારી આંખનો પાટો છોડી નાંખ અને આ પરોણાઓની આંખો પણ ખુલ્લી કર." યામાએ પોતાની આંખોપરનો પાટો છોડી નાંખ્યો અને મારો પાટો યામા છોડે તેટલો વખત રાહ નહિ જોતાં મેં મારે હાથેજ મારો પાટો એકદમ છોડી નાંખીને ડોળીની બહાર નજર કરી. ખરેખર, અમે પહાડની અંદર આવી પહોંચ્યા હતા. બહારથી આ કુદરતી કિલ્લાની કાળી દિવાલ જેટલી ભયાનક અને ઉંચી જણાતી હતી, તેટલી ઉંચી અહીંથી-અંદરની બાજુએથી જણાતી નહોતી. એક પ્યાલાના આકારનો આ એક ઉંચો પહાડ હોય અને પ્યાલાની દિવાલને ભોંયરા વાટે ઓળંગીને અમે અંદર આવ્યા હોઇએ એવી સ્થિતિ હવે અમને સમજાઇ. અહીં વિશાળ મેદાનો અને ખેતરો હતાં. ખેતરોમાં ખેતી કરવામાં આવેલી જણાતી હતી અને ખેતરોની આસપાસ પત્થરોનીજ દિવાલો હતી. બકરાં-ઘેટાં અને

બીજાં જાનવરો ખેતરમાં પેસી જઇને ખેતીનો બગાડ ન કરે તેટલા માટે આ દિવાલો કરવામાં આવેલી જણાતી હતી.

આ ખેતરોની આસપાસ ઘાસ ઉગી નીકળેલું હતું અને એકંદરે ખેતરો કરતાં વધારે ભાગ ઉગી નીકળેલા ઘાસે રોકેલો જણાતો હતો. વિશાળ ઘાસના મેદાનની વચ્ચે કોઈ મોટાં ખેતરો દેખાતાં હતાં, તે પ્રાચીન સમયમાં વસેલા કોઇ નગરનાં હોય એમ જણાતું હતું. તે વખતે એ ખંડેરો હું નિરાંતે જોઇ પણ શક્યો નહિ, કારણકે અમારી આસપાસ કામરૂ દેશના જંગલી લોકો ટોળે મળવા લાગ્યા હતા અને જેમ જેમ વખત જતો હતો, તેમ તેમ એ ટોળું મોટું થતું જતું અને વધારે ને વધારે નજીક આવતું હતું. એટલામાં દૂરથી અમારી તરફ બીજા માણસો દોડતા આવતા જણાયા. તેઓએ પોતાની કમરે ચામડાં વીટેલાં હતાં, તે ઉપરાંત ઘાસના બનાવેલા ઝભ્ભા પણ પહેરેલા હતા. તેઓમાંના દરેકના હાથમાં નાના મોટા સફેદ દંડ હતા, તે હાડકાંનાજ હતા કારણકે કેટલાક દંડ તો સાબર કે બીજા પશુઓના પગના નળામાંથીજ બનાવેલા હોય એમ તેમની આકૃતિ ઉપરથી દેખાતું હતું. અનુમાનથી મેં જાણ્યું કે એ લોકો કામરૂ દેશની મહારાણીના અંગરક્ષકો કે અંગત ચાકરો હોવા જોઇએ. એ અંગરક્ષકોનો આગેવાન બામદેવ સામે જઇને ઊભો રહ્યો, તેણે પોતાના હાથમાંનો દંડ આડો કરી કપાળે લગાડયો એટલે એ લોકોના રીવાજ મુજબ તેણે સલામ કરી અને પછી તેણે બામદેવને કાંઇ પૂછ્યું, પણ તે કાંઇ મારા સમજવામાં આવ્યું નહિ. બામદેવે તેને ટુંકમાં કાંઇ જવાબ આપ્યો, એટલે એ ટોળી પાછી ફરીને એક ટેકરીની બાજુએ ચાલવા લાગી. અમે અને અમારી ડોળીઓ પણ તેમની પાછળ પાછળ જવા લાગી. એ પ્રમાણે અર્ધો કલાક ચાલ્યા

બાદ અમે એક જંગી ગુફાના મુખ સમીપે આવી પહોંચ્યા. આ ગુફા આશરે સાઠેક ફીટ ઉંચી અને એંશી ફીટ પહોળી હશે. અહીં બામદેવ થોભ્યો અને જુવાનને તથા મને તેની પાછળ પાછળ આવવા તેણે કહ્યું. લલિત એટલો માંદો હતો કે તેને ચાલવાનું કહી શકાય તેમ નહોતું. હું તેની આજ્ઞાને અનુસરીને ગુફામાં દાખલ થયો. ગુફામાં થોડા અંતર સુધી સૂર્યનો પ્રકાશ આવી શકતો હતો, અને આગળ જતાં અંધારૂં શરૂ થતું હતું, ત્યાં આગળથી દીવા, મશાલો અને લાકડાંના ભડકા છુટક છુટક એક-બીજાથી કેટલેક અંતરે બળતા દેખાતા હતા.

સૌથી પહેલાં મારા ધ્યાનમાં એ ગુફાની દીવાલો પરના આકારો આવ્યા. આ આકારો દિવાલો પર પત્થરમાંથી કોતરી કાઢવામાં આવેલા હતા અને દીવાલોની સાથેજ જોડાયેલા હતા. આ આકારોમાં જૂદા જૂદા પ્રકારના ભાવો હતા. કોઇ પ્રેમના દેખાવો હતા, કોઇ શિકારના દેખાવો હતા, કોઇ ગુન્હેગારોને ઘાતકીપણે મારી નાંખવાના દેખાવો હતા, અને તેમાં અપરાધીને માથે તપાવેલો ઘડો મૂકીને મારી નાંખવાના દેખાવો પણ હતાજ. મેં ધાર્યું કે આ દેખાવ ઉપરથી આ લોકોમાં અપરાધીને આવી ઘાતકી રીતે મારવાનો રીવાજ ચાલ્યો આવેલો હોવો જોઈએ. તે ઉપરાંત લડાઈના, મલ્લકુસ્તીના અને બીજા દેખાવો પણ હતા. આ આકૃતિઓની વચ્ચે વચ્ચે કોઇ ચિત્રલિપિમાં લખાણ કરવામાં આવેલું હોય એવું જણાતું હતું. ગુફાના મોખરાના ભાગમાં આ લખાણ અને આકારો મોટે ભાગે ઘસાઈ ગએલાં હતાં, પરંતુ આગળ જતાં એ બધું સારી સ્થિતિમાં જળવાઇ રહેલું જણાતું હતું. મહારાણીના અંગરક્ષકોની ટોળી ગુફાના મુખ સુધી અમારી સાથે આવી પરન્તુ ગુફામાં દાખલ થઈ નહિ.

દાખલ થતાં સફેદ ઝભ્ભામાં સજ્જ થએલો એક માણસ અમારી સામે આવ્યો. તેણે નમ્રતાથી અમને નમન કર્યું પણ તે કશું બોલ્યો નહિ. પાછળથી મારા જાણવામાં આવ્યું કે તે માણસ મુંગો–બહેરો હતો, એટલે તે બોલે જ ક્યાંથી?

ગુફાના મુખેથી વીસેક ફીટ જેટલે દૂર જતાં બે બાજુએ બે નાની ગલીઓ આવી. ડાબી બાજુની ગલીમાં બે માણસો પહેરેગીરની પેઠે ઊભેલા હતા, તે ઉપરથી મેં ધાર્યું કે તે માર્ગે થઇને જતાં અમર મહારાણીનું નિવાસસ્થાન આવતું હશે. જમણી બાજુની ગલીમાં પહેરેગીરો નહોતા, અને પેલા મુંગાએ ઇશારો કર્યો કે, અમારે એ ગલીમાં જવાનું હતું. એ ગલીમાં થોડે દૂર જતાં એક ઓરડો આવ્યો. તે ઓરડામાં પેસવાના દ્વાર ઉપર ઘાસનો પડદો લટકાવેલો હતો. પેલા મુંગાએ પડદો ખસેડયો અને અમે ઓરડામાં દાખલ થયા. અહીં પર્વત કોરીને બહારના કુદરતી પ્રકાશને દાખલ થવા દેવાની વ્યવસ્થા હતી, તે જોઇને મને બહુ સંતોષ થયો. ત્યાં પત્થરની એક ચોકી હતી તે ખાટલા તરીકે વાપરી શકાય તેવી હતી. સુંદર અને સુંવાળાં ચામડાં હતાં અને પાણીનાં માટલાં ભરેલાં પડયાં હતાં. અહીં અમે લાલતને રાખ્યો અને થામાને તેની સેવામાં મુકી. થામાને પેલા મુંગાએ કરડી નજરે જોઈ, જાણે કે તે પૂછતો ન હોય કે 'તું કોણ છે અને કોના હુકમથી આવી છે?' આવોજ એકેક ઓરડો મને, જુવાનને અને બામદેવને રહેવા માટે મળ્યો.



# પ્રકરણ ૪ થું.

## કામરૂ દેશની મહારાણી.

લલિતની બરાબર બરદાસ્ત કર્યા પછી અમને અમારાં શરીરની બરદાસ્ત કરવાનું હવે સૂજ્યું. મુસાફરી દર્મિયાન અમે કોઇ સ્થળે ન્હાયા નહોતા અને કપડાં પણ બદલાવ્યાં નહોતાં, એટલે અમારાં શરીર તથા કપડાં એટલાં ગંદાં થઇ ગયાં હતાં કે ન્હાઇને કપડાં બદલાવ્યા વિના અમને ચેન પડતું નહોતું. અમારો બધો સરસામાન અમારી સાથેજ હતો અને તેમાં કપડાં પણ હતાં. અમે નિરાંતે ન્હાયા, જો કે સાબુની ગોટી વિના પહેલાં તો અમને મુંઝવણ થઈ કે અમારા શરીર પરની ચીકાશ કેવી રીતે દૂર થશે, પણ પછી એ જંગલી લોકો જે એક જાતની માટી શરીરે ચોળીને ન્હાતા હતા, તે માટી અમે પણ શરીરે ચોળીને ન્હાયા એટલે અમને જરા ઠીક આરામ મળ્યો અને શરીર પણ ચોખ્ખું થઇ ગયું. પછી મેં તથા જુવાને બીજાં કપડાં પહેર્યાં. મેં મારા માથાના વાળ ઓળ્યા અને હું મારી ઓરડીમાં જરા આરામથી બેઠો. જુવાન ન્હાઇને કપડાં પહેરવા તેની ઓરડીમાં ગયો હતો. એટલામાં મારી ઓરડી આડેનો ઘાસનો પડદો ખસેડીને એક જુવાન છોકરી અંદર આવી અને તેણે ઇશારતો કરીને મને સમજાવ્યું કે "તમારે માટે ખાવાનું તૈયાર છે." તે છોકરી પણ બ્હેરી મૂંગી હતી, એટલે મારા સમજવામાં આવ્યું કે આ લોકોની મહારાણીએ પોતાના નોકર–ચાકર તરીકે બધાંએ બહેરાં–મુંગાંને જ રાખ્યાં લાગે છે. હું તેની સાથે સાથે બહાર ચાલ્યો અને એક બીજા મોટા ઓરડામાં આવ્યો. ત્યાં મારી પહેલાં જુવાન આવીને બેઠો

હતો અને કાંઇક ગભરાયલા જેવો લાગતો હતો. તપાવેલો ઘડો માથાપર બેશીને મારી નાંખવાનો ભય હજી જુવાનના મગજમાંથી ગયો નહોતો અને દરેક છોકરી તરફ તે હમેશાં ભયની નજરેજ જોતો હતો. હું ત્યાં ગયો એટલે તે બોલ્યોઃ "બાપુ! આ રાંડ કુકતીઓ કશું બોલ્યા ચાલ્યા વિના એવી નજરે જુએ છે કે મને પેલો તપાવેલો ઘડો સાંભરી આવ્યા વિના રહેતો નથી." મેં જુવાનને સમજાવ્યું કે "એ બધી છોકરીઓ મૂંગી—બ્હેરી છે એટલે કશું બોલી શકતી નથી, પણ તારે હવે તેમનાથી બ્હીવાની જરૂર નથી."

આ ઓરડો અમને સોંપાએલી ઓરડીઓ કરતાં બેવડો લાંબો પહોળો હતો. આ બધી ગુફાઓમાં રહેનારાંઓ પૂર્વે માણસનાં મુડદાંઓને જાળવી રાખવાનો અજબ હુન્નર જાણતા હતા અને એવાં મુડદાં તેઓએ અનેક છૂપી કબરોમાં રાખી મૂકેલાં હોવાં જોઇએ એવું મને લાગતું હતું. આ ઓરડો એવા મુડદાને જાળવી રાખવા માટે મસાલો લગાડવા માટેના કામમાં આવતો હોવો જોઇએ એવું તેના દેખાવ ઉપરથી સમજાય તેમ હતું. આ ઓરડામાં લાંબી મેજ જેવી ઉંચી પત્થરની પાળો હતો અને તે ઉપર માણસના મુડદાને સૂકવા માટેના ખાડા—ખાંચા કોતરવામાં, આવ્યા હતા. આ મેજ ઉપર કોઇ માણુસ સૂએ તો તેનું માથું માથાના ખાંચામાં; હાથ, પગ, પીઠ વગેરે તેને લગતા ખાંચામાં બરાબર ગોઠવાઇ રહે. વળી આવી મેજો અને તે પરના ખાંચા જુદા જુદા કદના હતા, એટલે એક નાના બાળકથી માંડીને મોટી ઉમરના માણુસ સુધીના દરેક કદના મુડદાને જાળવી રાખવા માટે મસાલો લગાડવા માટેની વ્યવસ્થા આ ઓરડામાં હતી. મુડદાને મસાલો કેવી રીતે લગાડવામાં આવતો હશે તે જાણવા માટેનાં સાધન એ ઓરડાની દિવાલોપર કોતરવામાં આવેલા આકારો

હતાં. આ બધા આકારો ઉપરથી સમજી શકાતું હતું કે આ કામરૂ દેશના લોકો ઘણાં વર્ષો પૂર્વે મુડદાને જાળવી રાખવાની વિદ્યા જાણતા હતા. તે વિદ્યા એવી હતી કે પહેલાં મુડદાને આ પત્થરની મેજ ઉપર બરાબર ગોઠવવામાં આવતું, પછી મુડદાની નસોની અંદર કાંઇ દવાઇ મિશ્રણ પોલા હાડકાના સળીયા વડે દાખલ કરવામાં આવતું અને શરીરની અંદરના લોહીને બહાર કાઢી નાંખવામાં આ· વતું. આ બધી ક્રિયા કરનારાઓ માત્ર આંખોજ ખુલ્લી રાખીને મ્હોંના બાકીના ભાગ પર કપડું લપેટી દેતા. એ ઉપરથી અનુમાન કરી શકાતું કે એ મિશ્રણ બહુ ઝેરી હોવું જોઇએ. તે વખતે આ ઓરડાનો ઉપયોગ આ રીતે થતો હશે પરન્તુ અત્યારે આ લોકો આ ઓરડાને ભોજનગૃહ તરીકે વાપરતા હતા. આ બધું જોઇ રહ્યા પછી હું જમવા બેઠો. દૂધ, કોઇ નવી જાતના અનાજના ભાખરા, સેકેલું માંસ, ઇત્યાદિ કાંઈ કાંઇ પદાર્થો ભોજનમાં પીરસાયા. જુવાને માંસને હાથ પણ ન લગાડયો.

ભોજનવિધિ થઈ રહ્યા પછી બામદેવ કામરૂદેશની મહારાણીની હજુરમાં હાજર થવા માટે ચાલ્યો ગયો, કારણકે મહારાણીનું નવું ફરમાન શું છે તે બામદેવે જાણવાની જરૂર હતી. હું અને જુવાન હવે લલિતની તબીયત જોવા માટે તેની ઓરડીમાં ગયા. લલિતની તબીયત વધારે બગડેલી જણાતી હતી કારણકે તેને મગજે તાવ ચડી ગયો હતો અને તેથી તે લવતો-બકતો તથા પથારીમાંથી ઉઠી ઉઠીને નાસ-ભાગ કરતો હતો. યામા તેને નાસવા નહિ દેતાં પથા- રીમાં સુવાડી રાખવા કોઈ વાર તેને ફોસલાવતી અને કોઇ વાર બળ પણ વાપરતી. મેં લલિતને જરા ફોસલાવ્યો અને વળી થોડું ક્વીનાઇન તેને પાયું, તેની પથારીને જરા વધુ નરમ બનાવવાને હર-

ળુનાં સુંવાળાં ચામડાં વધુ પાથર્યાં અને એક ઘાસનો તકીયો તેના માથા હેઠળ મેલ્યો. હવે તે જરા શાન્ત પડયો રહ્યો પરન્તુ તેને ભાન તો નહોતુંજ. લલિતની તબીયતની ચિંતા કરતો હું થોડી વાર બેઠો, એટલામાં બુઢ્ઢો બામદેવ ગભરાયલો-અકળાયલો દોડતો આવ્યો અને બોલ્યોઃ "મારા વાંદરમુખા દીકરા! ચાલ, ચાલ, અમારાં અમર મહારાણી તને બોલાવે છેઃ અહાહા! તું કેવો ભાગ્યશાળી કે મહારાણીજી તને પોતાની રૂબરૂ બોલાવે છે! બેટા! આ માન જેવું તેવું નથી હોં."

પરન્તુ મારૂં મન લલિતની તબીયતની ચિંતામાં ઘેરાયલું હતું, એટલે આ ખબરથી મને જરા પણ આનંદ થયો નહિ. બામદેવે મને ઉત્સાહપૂર્વક ખબર આપી હતી પરન્તુ તેથી મને જરાએ ઉત્સાહ સ્ફુર્યો નહિ, તેથી એ બુઢ્ઢાને નવાઇ લાગી અને તેના મ્હોં ઉપર ખેદનાં ચિન્હો પણ પ્રકટ થયાં. છેવટે અણુમાનતે મને હું ઉભો થયો અને બામદેવની સાથે મહારાણીની હજુરમાં જઈ પહોંચવા તૈયાર થયો. આ મહારાણીની આજ્ઞાને દેશી કે પરદેશી માણસે તાબે થવુંજ જોઇએ એવી આ દેશમાં આટલો વખત રહ્યા પછી મારા મન પર પણ અસર થઇ હતી ખરી. હું ઉઠયો અને ઓરડીની બહાર નીકળવા લાગ્યો એટલામાં મેં લલિતની પથારીથી થોડે દૂર કાંઇ ચળકતી વસ્તુ પડેલી જોઇ તે મેં તુરત ઉચકી લીધી. એ વસ્તુ એક સોનાની વીંટી હતી, જે લલિત હમેશાં પહેરી રાખતો હતો, પરન્તુ અત્યારે તાવના ઝનૂનમાં તેણે પોતાની આંગળી પરથી કાઢીને ફેંકી દીધી હતી. યામાની નજર અત્યારસુધી એ વીંટી પર પડી નહોતી, નહિ તો તેણે તે ઉપાડી લઇને લલિતની આંગળીએ ફરીથી પહેરાવી હોત. આ વીંટીમાં નંગની જગ્યાએ પેલી રૂપાની ચમત્કારિક પેટીમાંથી

નીકળેલું સોનાનું નાનું તાવીજ લલિતે જડાવેલું હતું. વાચકને યાદ હશે કે એ તાવીજમાં ચિત્રલિપિથી કાંઇ લખાણ કોતરેલું હતું અને તે લખાણનો અર્થ "કંબલસુત અરિદમન" એવો થતો હતો. એ વીંટી ઉપાડી લઇને મેં મારી આંગળી પરજ પહેરી લીધી, અને પછી હું બામદેવની સાથે મહારાણીની હજુરમાં જવા માટે વિદાય થયો. જુવાન અને યામા લલિતની બરદાસ્ત કરતાં ત્યાંજ બેસી રહ્યાં.

હું અને બામદેવ મહારાણીના નિવાસસ્થાનની ગલ્લી તરફ ચાલ્યા. ગલ્લીના મુખ આગળ બે પહેરેગીરો પુતળાંની પેઠે સ્થિર ઉભા હતા. અમે તેમની નજીક ગયા, એટલે તેઓએ પોતાના હાથમાંના હાડકાંના દંડ કપાળે આડા ધરીને અમને નમન કર્યું. તેમની વચ્ચે થઇને અમે ગલીમાં પેઠા. અમારી ગલીના જેવીજ આ સામી બાજુએ આવેલી ગલી હતી, પરન્તુ અમારી ગલ્લી કરતાં તે વધારે સુઘડ હતી અને આખી ગલ્લીમાં ઠેર ઠેર મશાલો બળતી હતી. વખતો વખત તેમાં ચરબી કે તેલ જેવો કાંઈ પદાર્થ છાંટવામાં આવતો રહેતો હશે એવું મારૂં અનુમાન હતું. થોડાં ડગલાં અમે આગળ ચાલ્યા એટલે બે મુગા પુરૂષો અને બે મુંગી સ્ત્રીઓ અમને સામાં મળ્યાં. તેઓએ અમને નમન કર્યું, પછી સ્ત્રીઓ અમારી આગળ ગોઠવાઇને ચાલવા લાગી તથા પુરૂષો અમારી પાછળ પાછળ ચાલવા લાગ્યા. કેટલાંએ બારણાંમાં થઇને અને બારણાં પરના પડદા ખસેડી ખસેડીને અમારૂં સરઘસ એ રીતે આગળ ચાલવા લાગ્યું. વચ્ચેના ઓરડાઓમાં મહારાણીનાં મુંગાં દાસ-દાસીઓ રહેતાં માલૂમ પડતાં હતાં. થોડાં વધુ ડગલાં આગળ ચાલતાં એક દ્વાર પર મોટો પડદો લટકતો જોવામાં આવ્યો. અહીં પીળાશ પડતા ઝભ્ભામાં સજ્જ થએલા બે પહેરેગીરો ઉભા હતા. તેઓએ અમને નમન કર્યું અને અમને અંદર

જવા દીધાં. અમે જે ઓરડામાં પ્રવેશ કર્યો તે ઓરડો ચાળીસ-ચાળીસ ફીટ સમચોરસ હતો. ત્યાં આઠ-દસ ખૂબસુરત સ્ત્રીઓ સુંદર ગદેલાઓ ઉપર બેઠી હતી. તેમાંની ઘણીખરી જુવાન હતી અને તેઓ હાથીદાંતના સોયાથી કાંઈ ગુંથણ કામ કરતી હતી. આ સ્ત્રીઓ પણ મુંગી-બહેરી હતી. આ ઓરડામાં વળી બીજુ એક દ્વાર પડતું હતું જેને મોખરે બે મુંગી સુંદર છોકરીઓ ઉભી હતી. તેમણે અમને મસ્તક નમાવીને નમન કર્યું અને અમે અંદર દાખલ થવા માંડયું એટલે પડદો ઉંચો કર્યો. અમે અંદર પેઠા, પરન્તુ બાગબોજં બામદેવ ઘુંટણે પડયો અને ચોપગાની દશામાં-બકરાની પેઠે હાથે-પગે ચાલતો આગળ વધવા લાગ્યો ! હું તો તેની પેઠે ચોપગો નહિ બનતાં બે પગેજ ચાલવા લાગ્યો. થોડાં ડગલાં આગળ જતાં બામદેવે મારી તરફ જોયું અને મને પગે ચાલતો જોઇને તે બોલ્યોઃ "બેટા ! મારી પેઠે ચોપગો થઇને ચાલ. હવે આપણે મહારાણીની હજુરમાં જઇએ છીએ, અને જો તું મારી પેઠે નમીને નહિ ચાલ, તો મહારાણી તારા પર ગુસ્સો કરશે અને પોતાની મંત્રશકિતથી તને એક ફૂંક મારતાંની સાથે ઉડાડી મૂકશે, સમજયો ? "

હું થોભ્યો અને જરા બ્હીધો પણ ખરો; પરન્તુ તુરતજ મારા મગજમાં વિચાર આવ્યો કે, આ કામરૂ દેશમાં સ્ત્રીનું રાજ્ય હોવાથી અહીંના લોકો ભલે મહારાણીની હજુરમાં જતાં હેવાનની પેઠે ચાલે, પરન્તુ મારા હિંદુસ્તાનમાં કોઇ ત્રિયારાજ્ય નથી, તો પછી મારે શામાટે હેવાન બનવું જોઇએ ? હું તો તેમ કરવાનો નથી. જો હું એક વાર ઘુંટણે પડીને હેવાન દશા સ્વીકારીશ, તો પછી મારે હમેશાં એ પ્રમાણે જ વર્તવું પડશે અને હું મારી મેળે હલકો લેખાઇશ. આથી હું હીંમત રાખીને બામદેવની સાથે પગેજ ચાલવા લાગ્યો

અને બીજા ઓરડામાં જઇ પહોંચ્યો. આ ઓરડો પહેલા ઓરડા કરતાં કાંઇક નાનો હતો અને તેમાં ગુંથેલા સુંદર પડદા લટકાવેલા હતા. પેલી છોકરીઓ આવાજ પડદા ગુંથતી હતી એમ હવે મને સમજાયું. જમીનપર સુંદર ચટાઇઓ બિછાવેલી હતી અને આજુ બાજુએ કાળા લાકડાનાં હાથીદાંતની નકસીવાળાં આસનો પણ ગોઠવેલાં હતાં. તે આસનોપર વાઘ અને ચિત્તાનાં સુંવાળા ચામડાના ગદેલા બિછાવેલા હતા. એ ઓરડામાં હું અને બામદેવ સિવાય બીજું કોઇ નહોતું.

ઘરડો બામદેવ અહીંસુધી હાથ-પગ ઘસડતો આવી પહોંચ્યો અને હું પૂરા સ્વમાનથી મસ્તક ઉંચું રાખીને તેની બાજુએ ઉભો રહ્યો. બામદેવે ઉંચું મસ્તક કરીને હજી પણ મને ઉભો રહેલો જોઇને ભયભીત વદન કરીને કહ્યું: "ઓ બેટા! વાંદરમુખા! હજી પણ તું ઉભો ન રહે, અને મારી પેઠે ધુંટણે પડ!"

પછી તો એકદમ બામદેવ ઉંધે મ્હોંએ ચત્તો પાટ પડ્યો—એટલે કે તેણે દેવની મૂર્તિની સામે સાષ્ટાંગ દંડવત કરવાની ઢબે નમસ્કાર કર્યા, પરન્તુ મેં તો તેવું કશું કર્યું નહિ. હું આસપાસનું દશ્ય જોવા લાગી ગયો. તુરતજ મને માલૂમ પડ્યું કે એક પડદાની પાછળથી કોઇ મને જોઇ રહ્યું હતું. તે જોનાર કોણ હતું તે હું જોઇ શક્યો નહિ પરન્તુ એ જોનાર સ્ત્રી કે પુરૂષનો અદશ્ય પ્રભાવ મને જણાવા લાગ્યો! મારા જ્ઞાનતંતુઓપર તેની વિચિત્ર અસર જણાવા લાગી. હું ભયભીત થવા લાગ્યો. મને શાથી તેમ થતું હતું તે કાંઇ મારા સમજવામાં આવ્યું નહિ. તે સ્થાન અદ્ભુત હતું એ વાત ખરી અને આસપાસ આસનો, દીવા, પડદા વગેરે હતું છતાં તે એકાંત જેવું લાગતું હતું. કેવળ શૂન્યતા વ્યાપી રહી હતી. પાસે

આમદેવ મુડદાની પેઠે પડયો હતો અને પડદાની પાછળથી કોઇ ગાઢ સુગંધ આવી રહી હતી. એક પછી એક ક્ષણુ વીતવા લાગી, પરન્તુ કશી હીલચાલ માલૂમ પડી નહિ કે એકકે પડદો ખસ્યો નહિ. પરન્તુ પેલું કોઇ મને જોઇ રહ્યું હતું તેથી મારો ભય વધવા લાગ્યો. ભયથી મારા કપાળપર પરસેવાનાં બિંદુ જામ્યાં.

છેવટે પડદો હલવા લાગ્યો. તેની પાછળ કોણુ હશે? અર્ધ નગ્ન સ્થિતિમાં કોઇ જંગલી બાઇ હશે? એવી બાઇનેજ આ કામરૂદેશના લોકો મહારાણી તરીકે ઓળખતા હશે? શું તે બેઠી બેઠી દાળ ચોખા વીણુતી હશે કે સોરમદાર કોરીનો પ્યાલો પીતી હશે? તે કેવી હશે અને શું કરતી હશે તેનો ખ્યાલ પણુ હું કરી શકતો નહોતો. તુરતજ પડદો ખસ્યો અને તેની પાછળથી એક ઘણોજ સુંદર–બરફ જેવો સફેદ હાથ, ચંપાકળી જેવી આંગળીઓ અને રત્નના જેવી જ્યોતિવાળા ગુલાબી નખો સાથે બહાર નીકળતો દેખાયો! એ હાથે પડદો પકડી રાખ્યો અને ચાંદીની ઘંટડી જેવો મધુર અવાજ સંભળાયો.

"હે અજાણ્યા અતિથિ!" કામરૂ દેશની ભાષામાંજ ઉચ્ચાર થયો, જો કે પેલા જંગલી લોકો બોલતા હતા તે કરતાં એ ઉચ્ચાર વધારે સ્પષ્ટ અને શુદ્ધ હતોઃ "તું શામાટે આટલો બધો બ્હીએ છે?"

મારા દિલમાં ડર હતો પરન્તુ મેં મારા ચહેરાને એવો ઠાવકો રાખ્યો હતો કે જેથી મારા દિલનો ડર કોઇ કળી શકે નહિ; છતાં જ્યારે મહારાણીએ આ પ્રમાણે મને પૂછ્યું, ત્યારે હું જરા ચમકી ગયો. તેના એ સવાલનો જવાબ શો આપવો તે વિષે હું કાંઈ વિચાર કરૂં તે પહેલાં તો પેલા બારણાપરનો પડદો હઠી ગયો અને એક ઉંચી આકૃતિ અમારી સામે આવીને ઉભી રહી. હું તેને આકૃતિ

કહું છું તેનું કારણ એ છે કે તેનું શરીર અને મ્હોં બધું એક સુંવાળા સફેદ જાળીદાર કપડામાં એવી રીતે વીંટળાયલું હતું કે પ્રથમ દર્શને તો મને તે કફનમાં વીંટાળી રાખેલું એક મુડદુંજ માત્ર લાગે! કપડું એવું બારીક હતું કે તેની અંદરથી તેની તેજદાર ગુલાબી આંખો તગતગતી હતી. તેના આ ભૂતના ઓળા જેવા દેખાવથી હું વધારે બીધો અને જેમ જેમ મારો ડર વધવા લાગ્યો તેમ તેમ મારા માથાના વાળ ઉભા થઇ જવા લાગ્યા. હું સ્પષ્ટ રીતે જોઇ શકતો હતો કે મારી સાગે જે પૂતળા જેવી આકૃતિ ઉભી હતી તે એક ઉંચી અને લાવણ્યવતી લલનાની હતી, તેના પ્રત્યેક અંગમાંથી સુંદરતા નીતરી રહી હતી અને તેના જેવો મરોડદાર ઘાટ મેં કોઇ વાર જોયો નહોતો. જયારે તે પોતાનો એકાદ હાથ કે પગ હલાવતી હતી, ત્યારે તેની આખી આકૃતિ ગતિમાન થતી હતી. તેની ગરદન કદિ નમતી નહિ પણ તે સુંદર રીતે વળાંક લેતી જણાતી હતી.

તે સુંદરીએ ફરીથી પૂછ્યું: " ઓ અજાણ્યા અતિથિ! તું કેમ આટલો બીહે છે?" શું તેનો સ્વર! જાણે કે મધુર સંગીતનો સ્વર! એ મૃદુ સ્વર સાંભળીને મારૂં હૃદય જાણે કે બહાર ખેંચાઇ જતું હોય એવું મને લાગવા માંડયું. તે આગળ બોલી: " મારામાં એવું તે શું છે કે જેથી પુરૂષો બીહે? ખરેખર પુરૂષો હવે પુરૂષો રહ્યાજ નથી!" એમ બોલતી તે સહેજ નાજૂકાઇથી ફરી, અને એક હાથ તેણે જરા ઉંચો કર્યો. શી તેની સુંદરતા! તેના ઘુમાવદાર લાંબા કાળા વાળની લટો તેના ચંદનકાષ્ટ જેવા પગ સુધી લાંબી ઝૂલતી હતી અને તે જોઇને તો મારા મગજને તેની સુંદરતાનો કેફ ચડવા લાગ્યો!

આ માનવંતી મહારાણીના પ્રશ્નનો કાંઇ ઉત્તર તો આપવોજ જોઇએ, એમ ધારીને હું નમ્રતાથી બોલ્યોઃ " ઓ મહારાણી ! હું તારી સુંદરતા જોઈને ડરી ગયો છું !" મેં એ પ્રમાણે જવાબ દીધો એટલે પેલો બુઢ્ઢો બામદેવ કે જે હજી ઓરડામાં લાંબો પડીને મહારાણીને દંડવત કરી રહ્યો હતો તે ધીરેથી બબડયોઃ " સાબાશ, મારા વાંદરમુખા દીકરા ! "

મારો જવાબ સાંભળીને મહારાણી થોડું હસી—જાણે થોડે દૂર ચાંદીની ઘંટડીઓનો મધુર રણકાર થયો ! તે બોલીઃ " હં, હું સમજી ! ત્યારે પુરૂષો હજુ પોતાના ખોટા શબ્દો વડે અમ—સ્ત્રીઓને ભરમાવી જાણે છે ખરા ! પણ ઓ અતિથિ ! તું બ્હીધો હતો તેનું કારણ એ હતું કે મારી આંખો તારા હૃદયની ઉંડાણમાં કાંઇ તપાસ ચલાવી રહી હતી. તું જૂઠું બોલ્યો છે ખરો, પણ હું એક ઉદાર દિલની સ્ત્રી છું, એટલે તારા એ વિવેકભર્યાં અસત્ય વચનોને માટે હું તને માફી આપું છું. હવે તું મને એ વાત કહે કે આ ગંધાતી ખાઇઓ અને મરેલાં માણસોના પડછાયા જેવા મુલકમાં તું ગુફાવાસી જંગલી લોકોની વચ્ચે કેવી રીતે આવી પહોંચ્યો ? તું અહીં શું જોવા આવ્યો છે ? આ કામરૂ દેશમાં, તેની અમર મહારાણીના હાથમાં આવી પડવાની તને ઇચ્છા થઇ, તો શું તને તારી જીંદગીની કશી કીંમત નથી ? આ મુલકમાં મારી આજ્ઞા એજ કાયદો છે, અને તેને તાબે થવું તે દરેકની ફરજ છે. વળી તું મને કહે કે અમારા લોકોની ભાષા તેં કેવી રીતે જાણી ? શું દુનિયામાં હજી અમારી આ પુરાણી ભાષા બોલાય છે ? તું જુએ છે કે હું ગુફાઓમાં મુડદાંઓની વચ્ચે રહું છું, અને બહારના લોકો વિષે કશું જાણતી નથી તેમજ જાણવાની દરકાર રાખતી નથી. ઓ અજાણ્યા

અતિથિ! હું મારાં સંભારણાંની સાથે રહી છું અને મારાં સંભારણાં મારા હાથેજ કોતરી કાઢેલી કબરમાં રહેલાં છે! એ ખરી વાત છે કે માણસ જાતનો બેટો પોતાની મેળેજ પોતાના માર્ગમાં કાંટા પાથરે છે." આટલું બોલતાં મહારાણીનો સ્વર ધ્રૂજવા લાગ્યો. એકાએક તેની આંખો પેલા ભોંયે પડી રહેલા બામદેવ તરફ ગઇ. તે કાંઇક સાનમાં આવતી લાગી.

"ઓ ડોસા! હજી તું શું અહીં પડી રહ્યો છે? બોલ, બોલ, તારા તાબાનાં માણસોમાં કેમ તોફાન ચાલે છે? આ મારા મ્હેમાને ઉપર તેમણે શા માટે હલ્લો કર્યો? તેમાંના એક ઉપર તપાવેલા ઘડાનો પ્રયોગ કરી મારી નાંખવાની તૈયારી કરવામાં આવી હતી અને તેને ખાઇ જવાની તોફાનીઓની દાનત હતી. જો તેઓ બહાદુરીથી લડયા ન હોત તો તે બધાનો તારાં માણસો ઘાણ કાઢી નાંખત; પછી તેમને હું કાંઇ સજીવન કરી શકત નહિ. બોલ બુઢ્ઢા! આ બધાનો અર્થ શો? મારા મ્હેમાનો ઉપર તારા માણસોએ કેમ હલ્લો કર્યો અને મારી આજ્ઞાનું કેમ પાલન ન કર્યું? આ બધાનું વેર તારા ઉપર વાળવાને હું તને કેમ ઠાર કરાવી ન નાંખું!"

જેમ જેમ મહારાણીનો ગુસ્સો વધતો ગયો, તેમ તેમ તેનો અવાજ વધારે કઠોર થવા લાગ્યો અને તેના છેલ્લા શબ્દોનો તે ગુફામાં પડઘો પડી રહ્યો. બારીક કપડાની આરપાર તેની આંખોમાંની ક્રોધની રતાશ હું જોઇ શકતો હતો. બામદેવને અત્યારસુધી હું એક નિર્ભય મર્દ સમજતો હતો તે મહારાણીના આ શબ્દોથી એકદમ ધ્રૂજી ઉઠયો અને પોતાનું મસ્તક જમીનપરથી ઉઠાવ્યા વિના જ બોલ્યો: "ઓ અમર મહારાણી! તું મહાન છે, તો મારા ઉપર દયા કર! હું તારો ગુલામ છું અને તારી આજ્ઞા ઉઠાવવા તારી

હજુરમાં હાજર છું. મારા તાબાના માણુસોએ જે કામ કર્યું છે તેમાં મારો કશો વાંક નથી. ઓ મહારાણી ! એ દુષ્ટ કૃત્ય મારા માણુસોએ કર્યું હતું. તેઓમાંની એક સ્ત્રીને પેલા કુક્કરે તુચ્છકારી હતી તેથી તે લોકોએ પોતાના જુના વખતના રીવાજ મુજબ પેલા દાઢીવાળા બંગાળી મુસલમાન (મહમદ)ને મારી ખાવાનો બેત ઘડયો હતો. તે આ વાંદરમુખા અને પેલા માંદા પડેલા સિંહની સાથે આવ્યો હતો, અને તારી આજ્ઞા આ ત્રણે જણુને મહેમાન ગણવાની હતી પણ એ મુસલમાનના સંબંધમાં તારી કશી આજ્ઞા નહોતી તેથી તે લોકોએ આ દુષ્ટ કાર્ય કર્યું હતું. પણ જ્યારે વાંદરમુખાએ અને સિંહે જોયું કે તે લોકો શું કરશે, ત્યારે તેમણે એ સ્ત્રીને ઠાર કરી અને પોતાના ચાકર પેલા બંગાળી મુસલમાનને પણ ઠાર કર્યો કે જેથી ધગધગતા ઘડાથી સેકાઇ મરવાનું દુઃખ તેને થાય નહિ. પછી મારા માણુસોને આ ત્રણે જણુનું લોહી પીવાની ઇચ્છા લાગી અને તેમણે તેમની સાથે લડવા માંડયું. આ ત્રણે જણુ ભારે બહાદુરીથી લડયા. તેઓએ પોતાનો બહુ સારી રીતે બચાવ કર્યો અને સામા પક્ષનાં ઘણાં માણુસોને મારી નાંખ્યાં; એટલામાં હું ત્યાં જઇ પહોંચ્યો અને મેં તેમને બચાવ્યા અને મારા જે માણુસોએ આ દુષ્ટ કૃત્યમાં ભાગ લીધો હતો તેમને તેમના કૃત્યનો બદલો અપાવવા હું તારી પાસે લાવ્યો છું ! ઓ મહારાણી ! એ ગુન્હેગારો આજે તારી હજુરમાં હાજર છે."

"હા, બુઢ્ઢા ! તે હું જાણું છું અને આવતી કાલે ન્યાયાસને બેસી હું તેમનો ન્યાય કરીશ. તું બ્હીશ નહિ, હું તને મારી નાખું છું, જો કે એવી મારી હું ભાગ્યેજ કોઇને કોઇ વાર આપું છું. હવે જો, તારા માણુસોને બરાબર અંકુશમાં રાખજે; જા, જતો રહે !"

બામદેવ અદ્ભુત ચપળતાથી ઘુંટણભેર ઊભો થયો, તેણે પોતાનું માથું ત્રણ વાર મહારાણીને નમાવ્યું અને પશુની પેઠેજ ચોપગો બનીને ચાલતો થયો. હું પાછળ આ અદ્ભુત અને ભયંકર મહારાણીની હજુરમાં હવે એકલોજ રહ્યો, તે વખતે મારૂં હૃદય ભયથી થડકી રહ્યું હતું.

---

## પ્રકરણ ૫ મું.

---

### મહારાણી ઘુંઘટ ખોલે છે !

બામદેવ ગયો એટલે મહારાણી બોલીઃ " એ બુઢ્ઢો મૂરખ ગયો ! અહો ! આખી જીંદગી પસાર થવા છતાં માણસ કેટલું થોડું જ્ઞાન મેળવી શકે છે ! પાણીની પેઠે તે જ્ઞાન એકઠું કરે છે પણ તે તેના હાથમાંથી પાણીની પેઠેજ પાછું વહી જાય છે અને માત્ર તેના હાથજ ભીંજાયલા રહે છે, છતાં લોકો તેને ડાહ્યો માણસ કહીને બોલાવે છે ! ખરેખર, તેમ નથી શું ? તને તે કેવા નામથી બોલાવે છે ? "વાંદરમુખો !" એટલું બોલતાં તે હસી અને આગળ બોલીઃ " પશુ જેવું જીવન ગાળનારાઓને પશુ જેવાંજ નામ સાંભરેને ! પણ તને તારા દેશના લોકો કેવા નામથી બોલાવે છે ! "

મેં જવાબ આપ્યોઃ " મહારાણી ! મારા દેશના લોકો મને હુરપાલ કહે છે. "

" હુરપાલ એટલે શું ? "

" હર એ શંકરનું નામ છે. "

" ઓહો ! એ તો ભયંકર ભુજંગધારી શિવજીનું જ બીજું નામ ! ઠીક-ઠીક ! શિવજીને ગળે સાપ હતા, પણ તેમનું અંતઃકરણ

ખોળું હતું; તેમ તું ચહેરે કદરૂપો છે, છતાં જો હું ભૂલતી ન હોઉં તો તું અંતઃકરણનો સારૂ માણસ છે, અને વિચારશીલ પણ છે. પણ રહે, હરપાલ! તું ત્યાં ઊભો ન રહે; મારી સાથે તું અંદર ચાલ અને મારી પાસે બેસ. મારા ગુલામોની પેઠે તું ઘુંટણભેર ચાલીશ નહિ, પણ પગે ચાલીને આવ. મારા ગુલામો મારી પૂજા કરે છે અને મારાથી ડરે છે તેથી તો હવે હું કંટાળી ગઇ છું, હરપાલ! કેટલીક વાર હું તેમનાથી ચ્હીડાઉં છું અને માત્ર ગમ્મતની ખાતર જ તેમને ફૂંક મારતાંની સાંથે ઉડાડી મેલું છું કે જેથી બાકીના જેઓ જીવતા રહે તેઓ પણ નૂર વિનાના અને મારાથી બ્હીતા રહે!" એમ કહેતાં તેણે પોતાના કમળનાળ જેવા હાથથી પડદો ઉંચો કર્યો કે જેથી હું તે વાટે અંદર દાખલ થઈ શકું.

હું તેની પાછળ ડરતો ડરતો તે ઓરડામાં દાખલ થયો. આ સુંદરી બહુજ ભયંકર હતી. પડદાની અંદર એક નાનો ઓરડો હતો. તેમાં એક લાંબો બાજઠ અને પત્થરનું કોતરેલું મેજ હતું. મેજ ઉપર કાંઇક વનફૂલો પડેલાં હતાં અને ચમકતું સ્વચ્છ પાણી હતું. એક પત્થરના કોતરેલા વાસણમાં પાણી ભરેલું હતું. પત્થરના સુંદર કોડીયામાં દીવા બળતા હતા તેથી ચોમેર અજવાળું પડતું હતું અને ચોપાસ ખુશબો પ્રસરી રહી હતી. એ ખુશબો તે સુંદરીના લાંબા વાળમાંથી અને તેનાં વસ્ત્રોમાંથી પ્રસરી રહી હોય એમ જણાતું હતું. હું એ ઓરડામાં દાખલ થયો અને મુંગો મુંગો ઉભો રહ્યો.

પેલા બાજઠ ભણી આંગળી કરીને મહારાણીએ મને કહ્યું: "ત્યાં બેસ. હજીસુધી તો તારે મારાથી બ્હીવાનું કશું કારણ નથી. જો તું બ્હીતો હોય તોપણ તારે ઝાંઝો વખત બ્હીવું નહિ પડે. માટે હું તારે નીરાંતે બેસ."

હું એ બાજઠને છેડે માત્ર કિનારી પર બેઠો અને મહારાણી બીજે છેડે આરામથી બેઠી. તે બોલી: "હવે, હુરપાલ! આ કામરૂ દેશની ભાષા તને કેવી રીતે બોલતાં આવડી? જોકે તારી ભાષામાં અને મારી ભાષામાં ઉચ્ચારનો બહુ તફાવત પડે છે, તોપણ તું બોલે છે તે કામરૂ દેશની ભાષા તો છેજ."

મેં જવાબ આપ્યો: "મેં તે ભાષાનો અભ્યાસ કર્યો છે. જો કે કામરૂ દેશની ભાષા કામરૂ દેશમાંજ બોલાતી હશે તોપણ તે ભાષા શીખવનારા મળી શકે છે અને એક વાર બંગાળી ભાષા શીખ્યા પછી તમારી ભાષા શીખવામાં બહુ મુશ્કેલી પડતી નથી."

"બોલ, તારા હિંદુસ્તાનના શા ખબર છે? હિંદી લોકોને હું ચાહું છું." મહારાણી બોલી: "હિંદી લોકો સ્વરૂપવાન અને હોશિયાર હોય છે, પણ ક્રૂર અંતઃકરણના અને અદઢ મનના હોય છે."

"મારા દેશના હિંદી લોકો માટે સામાન્ય રીતે તેમ કહી શકાય નહિ પણ કોઇ કોઇ તેવા હશે ખરા."

"વારૂ, બુદ્ધના વંશજો અત્યારે હિંદમાં કેટલા છે?"

"બુદ્ધના વંશજો! બુદ્ધનો વંશ છે જ નહિ અને બુદ્ધના અનુયાયીઓ પણ અત્યારે હિંદમાં નથી. ચીન, જાપાન અને લંકામાં છે ખરા!"

"ઓહો! એમ કે? ત્યારે તક્ષશિલા?"

"તક્ષશિલાના વિદ્યાલય વિષે પૂછે છે? એ તો પડીને ખંડેર થએલું છેઃ તેના માત્ર અવશેષોજ જોવામાં આવે છે."

"અરર! મારા વિદ્યાપ્રાપ્તિના એ સ્થાનની શું આજે એ દશા છે!" મહારાણીએ ઉદ્‌ગાર કાઢ્યો.

એ ઉદ્ગાર સાંભળીને હું ડીઆઇ ગયો. મેં કહ્યુંઃ "ઓ મહારાણી! મને માફ કર; તારી વાત સાંભળીને હું ડીઆઇ જઉં છું. તક્ષશિલાના વિદ્યાલયને તો બે હજાર વર્ષ થઇ ગયાં અને એ તારૂં વિદ્યાપ્રાપ્તિનું સ્થાન શી રીતે હોઇ શકે? તું એક સ્ત્રી છે, કાંઇ ભૂત-પ્રેત નથી. એક સ્ત્રી બે હજાર વર્ષ કેવી રીતે જીવી શકે? ઓ મહારાણી! તું શા માટે મને મૂર્ખો બનાવે છે?"

તે બાજઠને અઢેલી રહીને મારી સામે જોવા લાગી. પોતાના બુરખામાંની ચમકદાર આંખોથી મારી સામે તાકી રહીને તે મારૂં અંતઃકરણ વાંચી લેવા યત્ન કરી રહી હોય એમ મને લાગ્યું. પછી અત્યંત ધીમે સ્વરે તે બોલીઃ "ઓ મનુષ્ય પ્રાણી! દુનિયા માંહેના ગુપ્ત ભેદોનું બહુજ થોડું જ્ઞાન તું ધરાવતો હોય એમ જણાય છે. શું તું પણ એમ માને છે કે આ દુનિયામાંની દરેક વસ્તુ નાશ પામવાને સરજાયલી છે? 'નાશ' કે 'મૃત્યુ' જેવી કોઇ વસ્તુજ નથી, જોકે 'ફેરફાર' જેવી એક વસ્તુ છે ખરી. અત્યારે તારી આસપાસ જે ગુફાઓ અને કોતરકામ તું જુએ છે તે આજથી છ હજાર વર્ષ પર થઇ ગએલાં માણસોએ કરેલું છે, પણ તે કામ કરનાર માણસો તું ધારે છે તેમ મરણ પામ્યાં નથી. તેઓ જીવે છે અને કદાચ અત્યારે પણ તેમના આત્માઓ આપણી તરફ આકર્ષાઇ રહેલાં હશે." ચોમેર દૃષ્ટિ કરતી તે બોલીઃ "ખરેખર, કેટલીક વાર મારી આંખોથી હું તેમને જોઉં છું."

"હા, પણ આ દુનિયા પુરતાં તો તેઓ મૂએલાંજ છે."

"હા, પણ તે થોડા વખતને માટેજ; અને દુનિયામાં પણ તેઓ ફરી ફરીને જન્મ્યાજ કરે છે. હું પોતે-માયા-મારૂં નામ માયા છે- હું તને કહું છું કે હું મારા એક પ્રેમિકના બીજા અવતારની રાહ

જોઇ રહી છું, અને તે અહીં આવી પહોંચે તેટલા માટે થોભી છું. મારી ખાત્રી છે કે તે અહીં જરૂર આવશે અને આ સ્થળેજ મારો ને તેનો મેળાપ થશે. હું સર્વ શકિતમાન છું, કામદેવની સ્ત્રી રતિ કે અપ્સરા મેનકા કરતાં હું વધારે સુંદર છું અને મારૂં જ્ઞાન અપરંપાર છે, હું દુનિયાનાં ગુપ્ત ભેદો અને તેની ગુપ્ત સંપત્તિ સારી પેઠે જાણું છું અને દરેક વસ્તુને મારા ઉપયોગમાં લેવા સમર્થ છું. હું મૃત્યુને નામે ઓળખાતા ફેરફારને પણ કેટલોક વખત મુઠ્ઠીમાં દબાવી રાખી શકું છું; આટલી બધી શક્તિઓ ધરાવનારી હું આ પશુઓ જેવા જંગલી પુરૂષોની વચ્ચે શા માટે વસતી હોઇશ, તે વિષે તું શું ધારે છે?"

મેં નમ્રતાથી કહ્યું: "હું કશું કહી શકતો નથી."

"કારણ એજ છે કે હું મારા પ્રેમિકની રાહ જોઉં છું. મારી જીંદગી કદાચ બૂરાં કાર્યોમાં વીતી હોય, પણ હું સમજતી નથી કે બૂરૂં શું અને સારૂં શું! તેટલા માટે તે જ્યાં હોય ત્યાંથી તેને શોધી કાઢવા માટે મૃત્યુ પામતાં હું ડરૂં છું. મારા મૃત્યુની ઘડી આવી પહોંચે તે પહેલાં હું મરૂં તેમ નથી; છતાં હું મરી જઉં, તો આપણી વચ્ચે એક એવી દિવાલ ખડી થઇ જાય કે જે દિવાલ ઉપર હું ચડી ન શકું, અને તેથીજ હું મૃત્યુથી ડરૂં છું. વળી આકાશનો પ્રદેશ કે જેમાં મોટા મોટા ગ્રહો અને તારા ફરી રહ્યા છે તેમાંથી મારા પ્રેમિકને શોધી કાઢવા જતાં હું ભૂલી પડી જઉં એ પણ બનવાજોગ છે. પરન્તુ એક દિવસ એવો જરૂર આવશે કે જ્યારે મારા પ્રેમિકનો ફરીથી જન્મ થશે, તે મને આ સ્થળેથીજ શોધી કાઢશે. એ દિવસ આવતી કાલે આવે અથવાતો પાંચ હજાર વર્ષ પછી પણ આવે. પણ મારી ખાત્રી છે કે તે મને અહીં મળશે, તેનું અંતઃકરણ મારી

પ્રત્યે કોમળ થશે, મેં તેના જે અપરાધો કર્યા છે તેને તે ભૂલી જશે અને એક વાર જે સ્થળે અમે એક બીજા પર ચુંબનનો વરસાદ વરસાવ્યો હતો તે સ્થળે ફરીથી તે મને ચુંબનોથી ન્હવરાવશે! હા! કદાચ તે મને અત્યારે ઓળખશે નહિ, તોપણ મારી સુંદરતા જોઇનેજ મારા પર તેનો પ્રેમ જાગશે!"

આવી વિચિત્ર વાત સાંભળીને ક્ષણભર તો હું મૂંગો મંતર બની ગયો અને કશો જવાબ આપી શકયો નહિ. મારી સમજમાં એની વાત ઉતરી શકતી નહોતી. છેવટે મેં કહ્યું: "ઓ મહારાણી! તું કહે છે તે પ્રમાણે જો આપણે માણસો ફરી ફરીને જન્મતા હોઇએ તો તું શા માટે ફરી ફરીને જન્મી નહિ?" એકદમ તેણે ઉંચુ જોયું અને એક વાર ફરીથી મેં તેના બુરખામાંથી તેની ચમકતી આંખો જોઇ, મેં આગળ કહ્યું: "તું કહે છે કે તું તો કોઇ દિવસ મરણ પામીજ નથી!"

તે બોલી: "હું કહું છું તે બરાબર છે. હું મૃત્યુના પંજામાં પડી નથી તેનું કારણ એ છે કે કાંઇક અંશે ભાગ્યયોગે અને કાંઇક અંશે મારા જ્ઞાનથી મેં દુનિયાનો એક મહાન રહસ્યમય કોયડો ઉકેલી નાંખ્યો છે. મારા અતિથિ! જ્યારે જીંદગીની હૈયાતી છે, તો પછી જીંદગીને થોડો વધુ વખત કેમ લંબાવી શકાય નહિ? જીંદગીના ઇતિહાસમાં દસ–વીસ કે પચાસ હજાર વરસની શી વિસાત છે? હજારો વરસ વીતી ગયાં છતાં વરસાદનું પાણી કે પવનનાં તોફાનો પર્વતના શિખરને તસુભર પણ ખસાવી શકયાં નથી! બે હજાર વરસમાં આ ગુફાઓ બદલાઇ નથી, બીજું કશું બદલાયું નથી, માત્ર પશુઓ અને પશુઓનાં જેવાંજ માણસો બદલાયાં છે. આમાં એવું નવાઇ જેવું શું છે કે તું સમજી શકતો નથી? જીંદગી વિચિત્ર છે એ વાત

ખરી, પણ જીંદગીને થોડી લંબાવી શકાય છે એ વાત વિચિત્ર નથી. કુદરતમાં જે જીવનતત્ત્વ છે તે કુદરતના બચ્ચા રૂપ મનુષ્યમાં પણ છે અને મનુષ્ય જો જીવનતત્ત્વને શોધી શકે અને પોતે તેને શ્વાસમાં ઉતારે તો તે પણ કુદરતની સાથે સાથેજ જીવન ગુજારી શકે. માણસ હમેશાં જીવી શકે નહિ-તે અમર રહી શકે નહિ કારણકે કુદરત પણ અમર નથી, કુદરતને પણ મરવું પડે છે, જેમકે ચંદ્રની કુદરત મરણ પામી છે. હું એમ કહું છું કે કુદરતને પણ મરવું પડશે એટલે કે બદલાવું પડશે અને ફરીથી જીવવાનો તેનો વખત થાય ત્યાંસુધી તેને ઉંઘવુ પડશે. પણ તે કયારે મરણ પામશે? હજી તેને મરણ પામવાને વાર છે અને તેથી જ્યાં સુધી તે જીવે છે ત્યાં સુધી જે મનુષ્ય તેના ભેદોનું જ્ઞાન ધરાવે છે તે પણ તેની સાથે સાથે જીવી શકશે. કુદરતનું બધું ભેદી જ્ઞાન હું ધરાવતી નથી, તોપણ કેટલુંક જ્ઞાન ધરાવું છું અને કદાચ મારૂં જ્ઞાન મારી પહેલાં થઇ ગએલાઓના કરતાં કાંઈક વધારે હશે. તારે માટે આ બધી વાત મહાન ભેદના જેટલી વિચિત્ર છે એટલે હું તને એ બધી વાત કહેતી નથી. બીજી વખતે વળી જો તારી ઇચ્છા હશે અને તારાથી તે ગ્રહણ થઇ શકે તેમ હશે તો હું તને તે વિષે વધુ વાત કહીશ; અને કદાચ દૈવયોગે તને ફરીથી એ વાત હું ન પણ કહું. તમે બધા આ પ્રદેશ તરફ આવતા હતા તે વાત મેં અગાઉથી કેવી રીતે જાણી અને તમારાં માથાંને ધગધગતા ઘડાથી કેવી રીતે બચાવી લીધાં, તેથી તને આશ્ચર્ય થાય છે ખરૂં?"

મેં મંદ સ્વરે જવાબ આપ્યો: "હા, મહારાણી!"

"ત્યારે પેલા પાણી ઉપર હવે દૃષ્ટિ કર!" એમ બોલતાં તેણે એક પત્થરના વાસણમાં ભરેલા પાણી તરફ પોતાની આંગળી

કરી. પછી તે જરા આગળ નમી અને પોતાનો હાથ તેણે તે પાણી ઉપર ધરી રાખ્યો.

હું ઉઠયો અને એકી દષ્ટે જોવા લાગ્યો. જોત જોતામાં તે પાણી એકદમ કાળું થઈ ગયું. પછી તે પાછું સ્વચ્છ થઈ ગયું અને મેં મારી પોતાની આંખે પહેલીજ વાર એક ચમત્કારિક દશ્ય જોયું! મેં જોયું કે અમારી હોડી પાણીમાં તરી રહી હતી! લલિત હોડીમાં ઉંધતો પડયો હતો! મચ્છરના ત્રાસથી બચવાને તેણે કામળો ઓઢયો હતો અને તેનું મ્હોં કામળા હેઠળ ઢંકાયલું હતું! જુવાન અને મહમદ હોડીને કિનારા પાસે લઇ જઇને દોરડાથી તેને બાંધી રહ્યા હતા! ખરેખર એજ અમારી હોડી હતી-તેમાં જરાએ ફેરફાર નહોતો. હું તેને બરાબર ઓળખી શકયો!

હું ચમકીને બે ડગલાં પાછો હઠી ગયો અને બૂમ પાડી ઉઠયોઃ "ઓ બાપ! આ તો જાદુ!" કામરૂદેશની સ્ત્રીઓ જાદુગરણી હોય છે એવું મેં ઘણીવાર સાંભળ્યું હતુ અને તે આજે પહેલીજ વાર મેં મારી નજરે જોયું!

મહારાણી બોલી ઉઠીઃ "નહિ, નહિ, હરપાલ! એ જાદૂ નથી. તે તો અજ્ઞાનનું એક સ્વપ્ન છે. જાદૂ જેવી કોઇ વસ્તુજ નથી, માત્ર કુદરતના ગુપ્ત ભેદોના જ્ઞાનને નામે ઓળખાતી વસ્તુ છે. આ પાણી મારો અરીસો છે; જ્યારે મારી ઇચ્છા હોય ત્યારે હું તેમાં જોઉં છું અને જે કાંઈ બની રહ્યું હોય તે જાણું છું. આ પાણીમાં હું તને તારી ઇચ્છામાં આવે તે ભૂતકાળનો બનાવ બતાવી શકીશ. માત્ર તે બનાવ આ દેશમાં અથવા તો જે દેશો મેં જોયા છે તે દેશોમાં બનેલા હોવા જોઇએ અથવાતો તેં પોતે એટલે કે જોનારે જાણેલા હોવા જોઇએ. તારી ઇચ્છા હોય તો કોઇનો ચહેરો મનમાં

યાદ કર અને તે ચહેરાનું પ્રતિબિંબ મારા મગજમાંથી નીકળીને આ પાણીમાં પડશે. હજી હું કુદરતનું બધું રહસ્ય—બધા ભેદો જાણતી નથી; હું ભવિષ્યકાળ જોઈ શકતી નથી. તે એક જૂનો ભેદ છે પણ તે ભેદ મને હજી હાથ લાગ્યો નથી. અરબસ્તાન, ઈજીપ્ત અને હિંદુસ્તાનના જ્ઞાનીઓએ એ ભેદ સેંકડો વર્ષ પહેલાં શોધ્યો હતો. તમે જે પાણી ઉપર મુસાફરી કરીને આવ્યા તે પાણી ઉપર હું કેટલીક સદીઓ અગાઉ મુસાફરી કરી ચૂકી છું. એકવાર મને તે પાણી ઉપર જરા નજર નાંખવાની ઇચ્છા થઇ અને મેં તેમ કર્યું, તો મેં તેમાં એક હોડીને તરતી જોઇ. ત્રણ માણસોને ચાલતા અને એક માણસને મોઢા ઉપર ઓઢીને સુતેલો જોયો. તે કોઇ ઉંચા ખાનદાનનો જુવાન જણાયો અને મેં એકદમ માણસ મોકલીને તમને બધાને બચાવ્યા. અને હવે તું જા, હરપાળ ! પણ રહે, આ જુવાનની વાત મને કહે—બામદેવ જેને સિંહ કહે છે તેની વાત કર. તેને એક વાર જોવાની મારી ઇચ્છા છે, પણ તું કહે છે કે તે માંદો છે—તેને તાવ આવે છે અને વળી જંગલી લોકો સાથેની લડાઇમાં તેને વાગ્યું છે. ”

મેં શોકાતુર થતાં જવાબ આપ્યો: “ તે બહુ માંદો છે; ઓ જ્ઞાનવંત મહારાણી ! તેને માટે શું તું કાંઇ કરી શકીશ નહિ ? ”

“ કરી શકીશ; હું તેને સાજો કરીશ. પણ તું શોકાતુર થઇને કેમ બોલે છે ! શું તે તારો દીકરો છે ? ”

“ ઓ મહારાણી ! તે મારો દત્તક લીધેલો દીકરો છે! તું તેને તારી હજુરમાં નહિ ઉચકાવી મંગાવે ? ”

“ ના. તેને કેટલા વખતથી તાવ આવે છે ? ”

“ આજે ત્રીજો દિવસ છે. ”

"વારૂ; તેને હજી એક દિવસ વધુ આરામ લેવા દે. પછી કદાચ તે પોતાની શક્તિથીજ તાવને દૂર ફેંકી દેશે, અને હું તેને સાજો કરૂં તેના કરતાં તે પોતાની મેળે સાજો થાય તે વધારે સારૂં; કારણકે મારી દવા એવી છે કે તેથી તેનું શરીર હચમચી જશે. તો પણ આવતી કાલની રાત સુધીમાં જો તેની તબીયત સુધરવા નહિ લાગે તો હું તેની પાસે આવીશ અને તેને સાજો કરીશ. હં, પણ તેની સારવાર કોણ કરે છે વારૂ?"

"અમારો હિંદી ચાકર, જેને બામદેવ કુકકરને નામે ઓળખે છે તે અને-" જરા અચકાઇને હું આગળ બોલ્યો: "અને યામા નામની આ દેશની એક સ્ત્રી છે તે. આ દેશની સ્ત્રીઓમાં તે એક વધારી ખૂબસુરત લેખાય તેવી સ્ત્રી છે. તે સિંહની સમીપે ગઇ, તેને ભેટી પડી અને ત્યારથી તે તેની પાસે ને પાસે રહે છે; મેં સાંભળ્યું છે, મહારાણી! કે તારી પ્રજામાં એક એવી રીત ચાલે છે."

તેણે એકદમ જવાબ આપ્યો: "મારી પ્રજા! મારી પાસે તું તેમને મારી પ્રજા તરીકે ન ઓળખાવીશ. એ ગુલામો મારી પ્રજા નથી; જે દિવસે હું છુટકારો પામીશ તે દિવસ સુધી મારી આજ્ઞા ઉઠાવનારા તે કૂતરાઓ છે! તેમના રીતરીવાજો સાથે પણ મને કશી લેવાદેવા નથી. વળી મને તું મહારાણી કહીને સંબોધીશ નહિ, એવા ખુશામતભર્યાં માન-ઇલકાબથી હું કંટાળી ગઇ છું. મને માત્ર માયા કહે; મારૂં એ નામજ મને ગમે છે. પેલી યામાને હું ઓળખતી નથી. એક સ્ત્રી માટે મને ચેતવણી આપવામાં આવેલી છે અને જેને મેં પણ ચેતવણી આપી છે તેજ સ્ત્રી શું એ હશે? રહે, હું જોઉં છું." એમ કહીને જરા આગળ નમી તેણે પોતાનો હાથ પેલા પાણી ભરેલા વાસણ ઉપરથી પસાર કર્યો અને તેમાં

તુરત તેણે નજર કરી. પછી તેણે શાંતિથી મને કહ્યુંઃ "જો, એજ આ છે ને ?"

મેં પાણીમાં જોયું અને મને માલુમ પડયું કે તે પાણીની સપાટી ઉપર યામાના સુંદર ચહેરાની છાયા પડી રહી છે. તે આગળ નમી રહેલી હતી, તેના વદન ઉપર સુકોમળતા પથરાઇ રહી હતી અને તેના વાળનો ગુચ્છો તેના ખભાપર ઝૂકી રહ્યો હતો.

આ અસાધારણ દૃશ્ય જોઇને હું ગુંચવાઇ ગયો અને મેં મંદ સ્વરે કહ્યું: "હા, તેજ યામા છે. તે લલિતને ઉધતો જોઇ રહી છે."

"લલિત ?" એટલું બોલીને તે બબડવા લાગીઃ "બહુ નવાઇની વાત છે. શું તેજ—નહિ, એ અસંભવિત છે !" અને તુરતજ તેણે ફરીથી પોતાનો હાથ એ પાણીપરથી પસાર કર્યો. પાણી કાળું થઇ ગયું અને તેમાંની મૂર્તિ અદૃશ્ય થઇ ગઇ.

થોડીએક ક્ષણો સુધી વિચાર કરીને તે બોલીઃ "હુરપાળ ! બોલ, હવે તારે મને બીજું કાંઇ પૂછવું છે ? તારે અહીં બહુ જંગલી રીતે અને પશુવત રહેવું પડશે કારણ કે અહીંના લોકો જ જંગલી છે અને સંસ્કારી માણસોના રીતરીવાજ સમજતા નથી. તેથી મને મુશ્કેલી પડે છે એમ હું કહેતી નથી. જો મારો ખોરાક !" એમ કહીને તેણે એક મેજ પર પડેલા ફળ તરફ આંગળી કરી અને આગળ કહ્યુંઃ "ફળ સિવાય હુ બીજું કશું ખાતી નથી. કોઈ વાર રોટલી ખાઉં છું અને પાણી પીઉં છું, પણ તે સિવાય બીજું કશું નહિ. મેં મારી દાસીઓને તારી સેવામાં હાજર રહેવાનું ફરમાવ્યું છે. તે બધી મૂંગી અને બહેરી છે, અને તેથી ચાકરડીઓ તરીકે સહીસલામત છે, સિવાય કે કોઇ તેમના ચહેરાઓ ઉપર ઉભરાતી લાગણીઓ વાંચીને તેમના મનની વાત સમજી લે. મેંજ

તેમને એ રીતે ઉછેરી છે અને કાર્ય કરતાં મને સેંકડો વર્ષ લાગ્યાં છે અને બહુ મહેનત પડી છે, પણ છેવટે તેમાં હું ફતેહમંદ થઇ છું. એક બીજી જાતિને મેં ઉછેરી હતી પરન્તુ તે જાતિ બહુ જ બેડોળ અને કદરૂપી હતી એટલે મેં તેનો નાશ થવા દીધો પણ હમણાં મેં ઉછેરેલી જાતિ તેવી નથી. એક વાર મેં રાક્ષસોની જાતિને પણ ઉછેરી હતી પણ થોડી વારમાંજ કુદરત તેથી કંટાળી ગઇ એટલે એ જાતિ નાશ પામી. બોલ, હવે તારે મને બીજું કાંઇ પૂછવું છે?"

હવે મેં કાંઇક હિંમતથી કહ્યું—જો કે મેં ધારી તેટલી હિંમત હું લાવી શક્યો નહિ: "ઓ માયા! એક વાત મારે તને પૂછવી છે! મને તારો ચહેરો જોવાની ઇચ્છા છે, તે તું પૂરી કરીશ?"

આ સાંભળીને તે ખડખડ હસી પડી. તેણે જવાબ આપ્યો: "હરપાલ! મારો ચહેરો જોવાની તું શા માટે ઇચ્છા કરે છે? ગ્રીસ દેશમાં એકટીઓન અત્યંત સુંદરતા જોઇને રીબાઇ રીબાઇને મરણ પામ્યો હતો તેની તને ખબર છે? તેવીજ રીતે જો હું તને મારો ચહેરો બતાવું તો કદાચ તું એ રીબાઇ રીબાઇને મરણ પામે! તારે જાણી લેવું કે હું તારા માટે સરજાઇ નથી—હું એક સિવાય બીજા કોઇ પણ માણસ માટે નિર્માયલી નથી: તે એક માણસ એક વાર હતો અને હું તેનીજ રાહ જોઇ રહી છું."

મેં કહ્યું: "માયા! તું ધારે છે તે પ્રમાણે હું તારી સુંદરતા જોઇને બળી મરવાનો નથી. એક ફૂલની સુંદરતાની પેઠે કરમાઇ જનારી સ્ત્રીજાતિની સુંદરતાથી મોહ પામવાની વૃત્તિ મારા અંતઃકરણમાંથી ક્યારનીએ નાશ પામી ગઇ છે!"

તે બોલી: "નહિ, તું ભૂલ કરે છે. મારી સુંદરતા કરમાતી નથી. જેમ હું જીવું છું તેમ મારી સુંદરતા પણ જીવતીજ રહે છે—

એકસરખી ચાલુ રહે છે. છતાં ઓ અવિચારી માણસ! જો તારી ઇચ્છા મારી સુંદરતા જોવાની જ હોય તો હું તારી ઇચ્છા પૂરી કરવા તૈયાર છું! પણ તેથી જો તારી વિકારવૃત્તિ જાગૃત થાય તો પછી મને દોષ દઇશ નહિ! જે માણસે મને એકવાર જોઇ છે તે માણસ મારી સુંદરતાને કદાપિ ભૂલી જઇ શકયો નથી અને તેથીજ હું આ જંગલી લોકોમાં પણ બુરખો પહેરીને રહું છું. જો હું બુરખો ન પહેરૂં અને તેઓ મારો ચહેરો જુએ તો તેઓ મને જોઇને વિકારવશ થઇ જાય, તેથી હું તેમના પર ચ્હીડાઇ જઉં અને પછી હું તેમને ઠાર કર્યા વિના રહું નહિ! ઓ હરપાળ! આ મુખડું જોનારા ઘણાએ ગાંડા થઇ ગયા છે, ગભરાઇને મૂઆ છે, અને વિરહની આગથી બળીને ભસ્મ થઇ ગયા છે. આ કામરૂ દેશ છે અને હું કામરૂ દેશની મહારાણી છું એ તું જાણે છે; છતાં હું તને પૂછું છું; બોલ, હજી પણ તને મારો ચહેરો જોવાની ઇચ્છા છે?"

"હા!" મેં જવાબ આપ્યો. તેની આ વાતો સાંભળીને મારી કુતૂહલવૃત્તિ ખૂબ ઉશ્કેરાઇ ગઇ હતી.

મારો ઉંવકનો જવાબ સાંભળીને તેણે પોતાના ગોરા-ગોરા કમળદંડ જેવા હાથ ઊંચા કર્યા. અહા! એવા સુંદર હાથ મેં મારી જીંદગીમાં જોયા નહોતા. પછી ધીરે ધીરે અત્યંત ધીરે ધીરે-તેણે પોતાના વાળ હેઠળની કોઇ ગાંઠ છોડી નાંખી. એકદમ તેણે લપેટી લીધેલા કપડાની ઘડીઓ છૂટીને નીચે પડી અને મારી આંખો તેના ઘાટીલા દેહનાં જૂદાં જૂદાં અંગો ઉપર નૃત્ય કરવા લાગી. તેના શરીરના નીચેના ભાગપર કપડું વીંટાઇ રહેલું હતું પરન્તુ તેની આરપાર તેનાં બધાં અંગોનો આકાર સ્પષ્ટ રીતે નીરખી શકાતો હતો.

તેના પગમાં સુખડની બનાવેલી પાવડીઓ હતી અને પાવડીમાં

સોનાના ખૂંટા બગાડેલા હતા. તેના પગની પીંડીઓ માંસલ હતી અને સાથળ કેળના સ્થંભ જેવાજ સુંવાળા તથા ઘાટીલા હતા. તેની કમરપર સોનાની કટિમેખલા હતી. એ કટિમેખલા અને તેના નાજુક છતાં માંસલ સ્તનોની વચ્ચે ત્રણ રેખાઓ હતી જાણે કે ગંગા-જમના અને સરસ્વતી નદીઓ વહી જતી ન હોય! અર્ધો ખુલ્લા અને અર્ધો બેઉ હાથની અદબમાં દબાયલા તેના સ્તનો ઉપરથી મારી દૃષ્ટિ ઉંચે જતાં તેના ચહેરાપર પડી! ઓ પ્રભુ! હું તે જોઇને એટલો ચમક્યો કે બે ડગલાં પાછો હઠી ગયો! મેં અપ્સરાઓની અને વનદેવીઓની સુંદરતાની બહુ બહુ વાતો સાંભળી છે, પરન્તુ એ સુંદરતાનું ખરૂં દર્શન તો મેં આજેજ કર્યું. આટલું આટલું લાવણ્ય અને આટલી આટલી સ્વચ્છતાવાળી આ સુંદરતા દુષ્ટ હતી અથવા તો મને તે વખતે એ સુંદરતા દુષ્ટ લાગી એમ કહું તો ચાલે. હું તેનું શું વર્ણન કરૂં? તે વર્ણવવાની મારામાં તાકાત નથી—મારી પાસે તે માટે જોઇતા શબ્દો નથી! મેં જે સુંદરતા જોઇ તેનો થોડો પણ ખ્યાલ આપી શકે તેવી કલમ કે પીંછી પકડનારો માણસ-લેખક કે ચિત્રકાર—આ દુનિયામાં છેજ નહિ! તેની આંખો ચમકીલી અને ચંચળ હતી, તે કાળી અને કોમળ હતી એમ હું કહું, તો પણ તેથી તેની આંખોને હું બરાબર ન્યાય આપી શકતો નથી. હું કહું કે તેનો ચહેરો હાથીદાંત જેવો સફેદ અને તેમાં ગુલાબી સુરખી હતી, તેનો ભાલપ્રદેશ વિશાળ અને તેજદાર હતો, તેના ગાલ પુષ્ટ અને ગુલાબના ફુલોની સુરખીવાળા હતા, તોપણ તેના ચહેરાના લાવણ્યને હું બરાબર દર્શાવી શકતો નથી. તેનો ચહેરો સુંદર હતો—અત્યંત સુંદર હતો, આખી દુનિયાની સુંદરતા તેમાં આવીને વસી હતી એમ કહું તો પણ એ સુંદરતાનો હું થોડો પણ ખ્યાલ આપી શકતો નથી. તેના વદનમંડ-

ળમાંથી પ્રસરતી પ્રભાનાં તેજદાર કિરણોમાં તે દૈવી લાવણ્યની મૂર્તિ દેખાતી હતી એમ કહેવાથી પણ મને સંતોષ થતો નથી. સંપૂર્ણ સુંદરતા એ કેવી વસ્તુ હશે તેની કલ્પના પણ હું પહેલાં કરી શકતો નહોતો—એવું કલ્પનાતીત સૌંદર્ય મેં તેના વદનમંડળમાં જોયું. મેં જોયું તે વદન પચીસેક વર્ષની યુવતી રમણીનું હતું, તંદુરસ્ત હતું, પરિપક્વ સુંદરતાના પહેલા ઉભરાનું દર્શન કરાવતું હતું, છતાં તેની ઉપર ન કહી શકાય તેવા અનુભવોની રેખાઓ અંકાયલી દેખાતી હતી. તેના મૃદુ હાસ્યથી તેના ઓઠની આસપાસ કરચલીઓ પડતી હતી, છતાં તેમાં પાપ અને શોકની છાયા છૂપી રહી શકતી નહોતી. તે છાયા તેની આંખોના તેજમાં હતી, તેની આસપાસના વાતાવરણમાં પણ હતી અને જાણે કહી રહી હતી કે—"જોઈ લે આ મારી સુંદરતા! હું આ દુનિયામાં અનુપમ સુંદરી છું, અજર–અમર છું, દૈવી રમણી છું; યુગે યુગે મારૂં સ્મરણ અચળ રહ્યા કરે છે, અને મનોવિકાર મને મારો હાથ પકડીને દોરે છે! મેં યુગે યુગે પાપો આચર્યાં છે અને શોકની સાથે ઓળખાણ કરી છે; તેવીજ રીતે જ્યાંસુધી હું આ દેહમાંથી છુટકારો પામીશ, ત્યાં સુધી પાપો આચરતી રહીશ અને શોક તથા દુઃખની ઓળખાણ કરતી રહીશ."

એટલામાં લોહચુંબક જેવા કોઈ અદૃશ્ય બળથી હું ખેંચાયો, એ બળની સામે હું ટકી શક્યો નહિ, તેના વદનની આસપાસના પ્રભામંડળ તરફ હું તાકી રહ્યો અને મને લાગ્યું કે તેમાંથી છૂટેલો શક્તિનો પ્રવાહ મારી તરફ ધસી રહ્યો હતો અને હું ગભરાઇને અંધ બની જતો હતો!

તે હસી—અને એ હાસ્ય પણ કેવું મધુર! તેણે મારી તરફ જોઇને કોઈ અદ્‌ભુત છટાથી—નખરાથી પોતાનું માથું હલાવ્યું અને

પછી બોલીઃ "ઓ અવિચારી મનુષ્ય! મેં તારી ઇચ્છા પૂરી કરી છે અને હવે ચેતતો રહેજે કે તું પણ બીજાઓની પેઠે તારાજ મનોવિકારથી રીબાઇ રીબાઇને–ઝૂરી ઝૂરીને ન મરી જાય! હરપાળ! હું કુમારિકા અપ્સરા છું, કોઈ પણ પુરૂષથી મારી મનોવૃત્તિ ચંચળ થતી નથી, માત્ર એકજ પુરૂષને હું ચાહું છું, પણ તે પુરૂષ તું નથી! બોલ, હવે તારે જે જોવું હતુ તે જોઇ રહ્યો ?"

મારી આંખોને મારા બેઉ હાથોથી ઢાંકી દેતો હું બોલ્યોઃ "મેં એવી સુંદરતા જોઇ છે કે જેથી હું અંધ બની ગયો છું."

"બરાબર! મેં પણ તને એજ કહ્યું હતુ ને? સુંદરતા એ વિજળીના જેવી છેઃ તે રમણીય છે પણ તે નાશ કરે છે–વિજળી વૃક્ષોને ઉભાં ઉભાં બાળી નાંખે છે તેમ!" ફરીથી તેણે માથું હલાવ્યું અને તે હસી પડી.

માયા આગળ બોલતી અટકી અને આંખો આડે ઢાંકેલી આંગળીઓની વચ્ચેથી મેં જોયું કે તેના ચહેરા ઉપર ભયંકર ફેરફાર થતો જતો હતો! તેની આંખોમાં એકદમ ઝનૂન તરી આવતું દેખાયું અને તેના અંતરની ઉંડાણમાંથી નીકળતી આશા તથા ઝનૂન બેઉ લઢી રહ્યાં હોય એવું જણાતું હતું. તેનું પહેલાંનું લાવણ્યયુક્ત વદન હવે સખ્તાઇ ધારણ કરી રહ્યું હતુ!

ડંખ મારવાને તત્પર થએલો સાપ જેવી રીતે પોતાની ફેણને ઉંચી કરીને પછી જરા પાછળ લઇ જાય છે, તેવી રીતે માયાએ પહેલાં પોતાનું ગળું ઉંચું કર્યું અને પછી રૂઆબથી જરા પાછળ હઠાવ્યું અને કહ્યુંઃ "ઓ આદમી! બોલ તેં આંગળીપર પહેરેલી સોનાના તાવીજવાળી વીંટી તું ક્યાંથી લાવ્યો છે? જલ્દી બોલ, નહિ તો એક ફૂંક મારતાંની સાથે હું તને બાળીને ભસ્મ કરી

નાંખીશ!" એમ બોલતી તે એક ડગલું મારી સામે આગળ વધી અને આંખોમાંથી તે ભયંકર તેજ વરસાવવા લાગી! મને એ તેજ અગ્નિનીજવાળાની પેઠે એટલું તીવ્ર લાગ્યું કે તત્ક્ષણ હું ત્યાં ફસડાઈ પડયો અને ભયને લીધે મારે મોઢે ફીણ આવી ગયાં.

"શાન્ત થા!" એકદમ માયાએ પોતાની રીતભાત બદલી નાંખી અને પહેલાંના જેવાજ મધુર સ્વરે કહ્યું: "શાન્ત થા! મેં તને ગભરાવ્યો ખરો, પણ તે માટે મને માફ કર! હુરપાળ! કોઇ વાર અપાર શક્તિવાળું મન મર્યાદિત શક્તિના ધીમાપણાથી અધીરૂં બની જાય છે અને તે વખતે હું ચીડાઇને મારી શક્તિ વાપરવાને અધીરી થઈ જાઉં છું. તું લગભગ મરણ પામવાની અણી-પરજ હતો પણ મને સાંભર્યું કે...હં, પણ આ સોનાનું તાવીજ તું કયાંથી લાવ્યો, તેજ વાત કહેને!"

ધીરે ધીરે હું સાવધ થતો બેઠો થયો. મારૂં મન એટલું બધું ગભરાઇ ગયું હતું કે આ વીંટી સંબંધે મને બીજું કશું સાંભર્યું નહિ. માત્ર એટલુંજ સાંભર્યું કે તે વીંટી મને લખિતવાળી ગુફાના ઓર-ડામાંથી હાથ લાગી હતી. એટલે મેં કહ્યું: "મને એ વીંટી જડી છે."

જાણે કે તે કાંઇક ગભરાઈ ગઇ હોય અને તેથી ધ્રૂજતી હોય એવી બની ગઈ! આવી ભયંકર સ્ત્રીની એવી સ્થિતિ મને વિચિત્ર લાગી. તે બોલી: "એ બહુ નવાઇની વાત છે, પણ આ જાતનું તાવીજ મેં એકવાર જોયું છે ખરૂં. અત્યારે જે તાવીજ આ વીંટીમાં જડેલું છે તે તાવીજ એકવાર જેને હું ચાહતી હતી તેની કોટમાં લટકતું હતું." આટલું બોલતાં તે દિલગીર બની ગઇ અને શોકથી ડુસકાં ભરવા લાગી! મેં ધાર્યું કે ગમે તેટલી ઘરડી, તોપણ માયા એ સ્ત્રીજ હતી!

તે આગળ બોલી: "ત્યારે આ તાવીજ જે મેં જોયું હતું તે તાવીજના જેવુંજ હશે. જેણે તે કોટમાં પહેર્યું તે પોતાના તાવીજને બહુજ કાળજીથી જાળવતો હતો. તે તાવીજ વીંટીમાં જડેલું નહોતું. વારૂ, ભૂપાળ! હવે તું જા, અને જો બની શકે તો તું મારી સુંદરતાને ભૂલી જવા યત્ન કરજે! તારા કલ્યાણને માટે હું કહું છું કે તેં માયાની સુંદરતા જોવાની ઇચ્છા કરી હતી તે ઇચ્છા તારી મૂર્ખાઇ હતી એમ માનીને તેને તું ભૂલી જજે!" એમ કહીને તેણે મારી તરફથી પોતાનું મ્હોં ફેરવી વાળ્યું અને બાજઠ પરના ઓશીકા ઉપર પોતાનું માથું નાંખી દઇને તેણે પોતાનું મ્હોં છુપાવી દીધું!

હું ત્યાંથી ઉઠયો અને અઠડાતો કુટાતો ચાલ્યો, પણ હું મારા ઓરડામાં ક્યારે ને કેવી રીતે આવી પહોંચ્યો તે મને સાંભરતું નથી.

વાચકને યાદ હશે કે પેલા તાવીજમાં ચિત્ર લિપિમાં "કંબલસુત અરિદમન" એ શબ્દો લખેલા હતા.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### નરકમાંનો જીવ.

રાત્રિના આશરે દસેક વાગ્યા હશે. હું મારી પથારીમાં પડયો અને મારા વેર-વિખેર થઇ ગએલા વિચારોને મેં એકત્ર કરવા માંડયા. મેં જે કાંઇ જોયું તથા સંભળ્યું હતું તે વિષેના વિચારો મારા મગજમાં આમ તેમ ભમવા માંડ્યા, પણ જેમ જેમ વિચારો આવવા લાગ્યા તેમ તેમ તે બધું સમજવાની મારી શક્તિ નાશ પામવા લાગી! હું વધારે ને વધારે ગુંચવાવા લાગ્યો. શું હું ગાંડો થઇ ગયો

હતો? શું મેં દારૂ પીધો હતો? શું હું સ્વપ્નામાં હતો? કે હું માત્ર એક ગંજાવર ઇંદ્રજાળનો ભોગ થઇ પડયો હતો? હું કાંઇ અંધ શ્રદ્ધાળુ માણસ નહોતો. યુરોપ અને અમેરિકાની વૈજ્ઞાનિક શોધખોળો વિષે મેં પુષ્કળ વાંચ્યું હતું; છતાં હિંદુસ્તાનમાં અને દુનિયાના બીજા ભાગોમાં દૈવી શક્તિના ચમત્કારોને નામે જે ધતીંગો ચાલી રહ્યાં છે તેને હું માનતો નહોતો. તો પછી મારા જેવો માણસ એમ કેમ માની શકે કે હમણાં જેની સાથે હું વાતો કરી આવ્યો તે સ્ત્રી બે હજાર વરસની ઉમરની હતી? માણસ જાતના અનુભવની બહારની એ વાત હતી અને આ દુનિયામાં એવું કાંઇ બની શકે તે માની શકાય તેવું નહોતું. ખરેખર, તે ઇંદ્રજાળજ હોવી જોઇએ કે જે ઇંદ્રજાળ મનુષ્યની બુદ્ધિ–શક્તિને ચકભમ બનાવી મૂકે છે. જો તે ખરેખર ઇંદ્રજાળજ હોય, તો મારે હવે શું સમજવું? પેલા પાણીમાં મેં જે દેખાવો જોયા હતા, આ કામરૂ દેશની મહારાણીએ સેંકડો અને હજારો વર્ષ પહેલાંની બાબતો વિષેનું પોતાનું જ્ઞાન બતાવ્યું હતું અને ત્યારપછી ઐતિહાસિક બનાવો વિષેનું પોતાનું અજ્ઞાન કહી બતાવ્યું હતું, તેના વિષે શું ધારવું? તેના અદ્‌ભુત અને ભયાનક સૌંદર્ય વિષે શું સમજવું? આ બધી એવી બાબતો હતી કે જેના વિષે દુનિયાના અનુભવને આધારે કશા નિર્ણય ઉપર આવી શકાય નહિ. આ મૃત્યુલોકની પણ સ્ત્રી આવા દૈવી તેજથી પ્રકાશી રહેતી હજુસુધી કોઇએ જોઇ નથી. તેની સુંદરતાના સંબંધમાં તેણે જે કાંઇ કહ્યું તે તો સાચુંજ હોવું જોઇએઃ કોઇ પણ પુરૂષ એવી સુંદરતા જોઇને પોતાના મગજને સ્થિર રાખી શકે નહિ. એ બાબતમાં હું તો કાંઇક ઘડાએલો માણસ છું, છતાં હું તેની સુંદરતા જોઇને ચમકી ગયો. પણ હવે મેં જાણ્યું કે હું પણ એ

ચમકતી આંખોના તેજ તથા મોહકતાને ભૂલી શકતો નથી! સ્ત્રીની સુંદરતા ગમે તેવી ભયાનક હોય તોપણ તે મેં ધાર્યું હતું તે કરતાં જરૂર વધારે આકર્ષણ કરી શકે છે તેની હવે મારી ખાત્રી થઇ. જે સ્ત્રી ભૂતકાળમાં બે હજાર વર્ષના અનુભવો ધરાવતી હોય, જેનામાં આવી અદ્ભુત શક્તિઓ હોય, જેનામાં મૃત્યુને પોતાથી દૂર રાખવા જેવું ભેદી જ્ઞાન હોય, તે સ્ત્રી ઉપર પ્રેમ ઉપજ્યા વિના તો ન રહે એ વાત સાચી. સ્ત્રીજાતિથી દૂર રહેનારો અને પરણીને ઘરસંસાર નહિ માંડવાની ઇચ્છાવાળો મારા જેવો પુરૂષ આ જાદુગરણીથી મોહ પામી જાય એ શું ઓછા અફસોસની વાત છે! છટ્! આ બધો વિચાર મૂર્ખાઇભરેલો છે. તેણે મને પહેલેથીજ ચેતવણી આપી હતી, છતાં તેની ચેતવણીથી હું ચેત્યો નહિ. સ્ત્રીની સુંદરતા જોવાને તેનો ઘુંઘટ ખોલાવવાની મનુષ્યની કુતૂહલપ્રિયતા જ સત્યાનાશનું મૂળ છે! આપણા દુર્ભાગ્યનું અર્ધુંપર્ધું મૂળ જ આ આપણી કુતૂહલપ્રિયતા છે. શા માટે પુરૂષોએ એકલા રહીને સુખી તથા સંતોષી ન રહેવું જોઈએ? અને શામાટે સ્ત્રીઓને પણ એકલીજ રહેવા દઇને તેમને સુખ તથા સંતોષનો અનુભવ ન લેવા દેવો જોઇએ? પણ કદાચ એથી પુરૂષોને અને સ્ત્રીઓને સુખ ઉપજતું નહિ હોય! મારા જેવો પરણ્યા વિનાનો માણસ આ સિવાય બીજું શું અનુમાન કરી શકે?

આવા આવા વિચારોએ મને એટલો બધો મુંઝવ્યો કે હું મારા માથાના વાળ ખેંચવા લાગ્યો અને બિછાનામાંથી બહાર કૂદી પડયો. જો મેં તે રીતે મારી મુંઝાયલી લાગણીઓને માર્ગ કરી આપ્યો ન હોત, તો હું કદાચ ગાંડો બની જાત. પેલા સોનાના તાવીજ સંબંધે તે શું સમજતી હશે? તે લખિતનું તાવીજ હતું અને આજથી

વીસ–એકવીસ વર્ષ અગાઉ તેના બાપ વિનયસીંગે મને જે પેટી સોંપી હતી તે પેટીમાંથી તે નીકળ્યું હતું. ત્યારે શું પેલી આરસની તખતી પર કોતરવામાં આવેલી બધી વાતો સાચી હશે? હું તેને કોઈ ભમેલા મગજના માણસની શોધ સમજતો હતો તે વાત શું જૂઠી? જો તે બધી વાત સાચીજ હોય, તો શું આ કામરૂ દેશની મહારાણી પોતાના જે પ્રેમિકની રાહ જોઈને બેઠી છે તે શું લલિત પોતે જ હશે? બે હજાર વર્ષ પહેલાં જે પ્રેમિકને તે ચાહતી હતી તે જ પ્રેમિક શું લલિતના દેહમાં અવતાર પામ્યો હશે? અસંભવિત વાત છે! મારી ધારણા જ ઘેલછાભરી છે! એવું તે કદી બને ખરૂં?

પણ જો એક સ્ત્રી બે હજાર વર્ષ સુધી જીવી શકતી હોય, તો પછી બે હજાર વર્ષ પહેલાંનો પ્રેમિક નવા દેહમાં અવતરે એ વાત અસંભવિત કેમ હોય? જો તે સંભવિત હોય તો આપણુ સંભવિત હોય. હું પણ કોઈ પૂર્વે થઈ ગયેલા મનુષ્યનો અવતાર હોઈશ, પણ એ પૂર્વાવતાર મને સાંભરતો નથી, એટલી ખામી છે! આ બધો વિચાર મને એટલો બધો અસંભવિત લાગ્યો કે હું એકદમ હસી પડયો અને મારી ગુફાની દિવાલપર એક જૂના વખતનું કોતરેલું લડાયક વીરપુરૂષનું પત્થરનું પૂતળું હતું તેને સંબોધીને બોલ્યો; "કેમરે બુઢ્ઢા વીર! કદાચ હું એક વાર તારા સમયમાં તારો દોસ્ત હોઈશ, નહિ વારૂ? અને કદાચ એમ પણ હોય કે હજારો વર્ષ પહેલાં હું પોતે જ તું હોય અને એ પૂતળું મારા તે વખતના સ્વરૂપમાં આ દિવાલની અંદર કોતરાઈને અત્યારસુધી ઊભું હોય!" પછી તો હું મારાં મૂર્ખતાભર્યાં અનુમાનો ઉપર ખૂબ હસ્યો અને મારા હાસ્યનો અવાજ એ ભોંયરાની છતમાં પડઘો પાડવા લાગ્યો, જાણે કે મારા હાસ્યની સામે એ જૂના વખતના લડાયક વીરનું ભૂત પણ સામું અટ્ટહાસ્ય કરી રહ્યું ન હોય!

પછી મને લલિતની તબીયત કેવી છે તે તપાસવાનું સાંભરી આવ્યું, એટલે મારા બિછાના પાસે પડેલો એક દીવો લઈને હું ધીરે પગલે લલિતના સૂવાના ઓરડા તરફ ગયો. રાત્રિની ઠંડી હવાની લહરી તેના ઓરડાના બારણાપરના પડદાને આમથી તેમ હલાવી રહી હતી, જાણે કે અદૃશ્ય રહેલા ભૂતોના હાથ તે પડદાને આમ ને તેમ ખેંચી રહ્યા ન હોય! હું ધીરેથી તેના ઓરડામાં પેસી ગયો અને આસપાસ નજર કરી. ત્યાં પડેલા દીવાના અજવાળામાં મેં જોયું કે લલિત તાવના જોરમાં આમથી તેમ અછાડ-પછાડ મારતો બિછાનામાં સૂતો હતો અને ઉંઘમાં હતો. તેની બાજુએ, ભોંયપર દિવાલને અઢેલીને અર્ધી સૂતેલી અને અર્ધી બેઠેલી અવસ્થામાં યામા ઝોકાં ખાતી હતી. યામાએ પોતાના એક હાથમાં લલિતનો એક હાથ પકડેલો હતો, પણ ઉંઘમાં યામાને કશું ભાન નહોતું. બેઉના આ હસ્તમેળાપનું દૃશ્ય મને ખરેખર કરૂણાજનક લાગ્યું. બિચારા લલિતના ગાલ તાવના જોરથી લાલ-લાલ થઈ ગયા હતા, તેની આંખોનાં પોપચાંની હેઠળ કાળાશ પ્રસરી ગઈ હતી અને તેના શ્વાસોચ્છ્વાસ જોરથી ચાલી રહેલા હતા. તે માંદો-બહુ જ માંદો હતો. હવે તે મરણ પામશે અને હું આ દુનિયામાં એકલો રહીશ, એ ભયની કલ્પના મારા મગજમાં આવતાં હું થરથરી ગયો. બીજી ક્ષણે -મને એમ પણ થયું કે જો લલિત જીવે, તો કદાચ માયાના પ્રેમિકનું પદ લેવામાં તે મારો હરીફ બને; પણ જો કદાચ લલિત માયાના પૂર્વના પ્રેમિકનો અવતાર ન હોય, તોપણ મારા જેવા બેડોળ અને વાંદરમુખા માણસને લલિત જેવા ઉગતી જુવાનીવાળા સુંદર યુવકની સામે માયાના પ્રેમિક થવાનો શો અધિકાર હતો? પ્રભુનો એ ઉપકાર છે કે સાચું-ખોટું પારખવાની મારી શક્તિ હજી

વિનાશ પામો નહિ! મહારાણીઓ હજી મારી એ શક્તિને મારી નાંખી નહોતી. ત્યાં ઊભા ઊભા મેં બે હાથ જોડીને પ્રભુને મનમાં ને મનમાં પ્રાર્થના કરી કે હે પ્રભો! કોઈ પણ રીતે મારા લલિતને-મારા એકના એક બેટાને તું સાજો કરજે, તેને જીવાડજે, એટલી કૃપા તું મારા પર કરજે!

પછી હું જેમ આવ્યો હતો તેમ-ધીરે ડગલેજ ત્યાંથી મારા ઓરડામાં પાછો ફર્યો, પરંતુ મને ઉંઘ આવી નહિ. લલિતની દશા અને તેના વિષેના વિચારો મને આવવા લાગ્યા અને મારા મનમાં જે અસ્વસ્થતા હતી તેમાં વધારો કરવા લાગ્યા. મારૂં શરીર થાકી ગયું હતું, મગજ તપી ગયું હતું, એટલે મને કાંઇ કાંઇ અદ્‌ભુત કલ્પનાઓ આવવા લાગી અને ચમત્કારને ચકડોળે મગજ ચડવા લાગ્યું. કાંઇ કાંઈ વિચારો, કલ્પનાઓ, ભમણાઓ મગજમાં આમથી તેમ દોડવા લાગી અને મને ચમકાવવા લાગી. કેટલીક કલ્પનાઓ ભવ્ય હતી, કેટલીક ભયંકર હતી, અને કેટલીક તો મારી જીંદગીમાં ભુલાઇ ગએલા બનાવોનાં નવાં સંભારણાં જેવી હતી. પરન્તુ એ બધી કલ્પનાઓની આગળ અને પાછળ, ઉંચે ને ઉંચે પેલી ભયાનક રમણીની આકૃતિ જ તરતી હતી અને તેની મનમોહક સુંદરતાનાં સંભારણાં મગજમાં વિજળીનાં કિરણોની પેઠે ચમકયાં કરતાં હતાં. મારા ઓરડામાં હું આમથી તેમ ફર્યા કરતો હતો અને આ કલ્પનાઓને મગજમાં રમણ કરાવતો હતો.

એકાએક મારા જોવામાં આવ્યું કે એ ઓરડાની દિવાલમાં એક બાજુએ એક સાંકડું બાંકોરૂં હતું. પહેલાં આ બાંકોરૂં મારા જોવામાં આવેલું નહિ. મેં દીવો હાથમાં લીધો અને દીવાના અજવાળામાં તે તપાસ્યું તો તો જણાયું, કે એ બાંકોરા વાટે થઇને એક સાંકડી

ચાલમાં દાખલ થવાનું હતું. જેવા સંજોગોમાં અમે આવી પડેલા હતા તેવા સંજોગોમાં સૂવાના ઓરડામાં નીકળતા આવા ગુપ્ત માર્ગો-માં દાખલ થવું એ જોખમભરેલું હોય છે અને ખાસ કરીને જ્યારે એવા માર્ગો દ્વારા કયે સ્થળે જઇ પહોંચાશે તે જાણવામાં હોતું નથી ત્યારે તો તે અત્યંત જોખમભરેલું નીવડે છે એ મારી જાણમાંજ હતું. જો સૂવાના ઓરડામાં આવા માર્ગો હોય તો તે દ્વારા હરકોઈ માણસ આપણે ઉંઘતા હોઇએ ત્યારે આવી પહોંચે એ સમજી શકાય તેમ હતું, છતાં કાંઇક અંશે આ માર્ગે થઇને કયાં જવાનું હશે તે જાણવાની ઇચ્છાથી અને કાંઇક અંશે કાંઇ પણ કરીને ઉંઘ વિનાની રાત વીતાડવાની તીવ્ર ઇચ્છાથી હું તે અંધારામાં દાખલ થયો. દાખલ થતાંજ એક પત્થરની નીસરણી આવી તે હું ઉતરી ગયો. નીસરણી ઉતરતાં બીજો સાંકડો ભોંયરાનો માર્ગ આવ્યો જે ખડકોની અંદરથી કોતરી કાઢેલો હતો. એ માર્ગ ઉપરના ઓરડાઓની બાજુએ આ-વેલી ચાલની બરાબર નીચે અને બરાબર મધ્યમાં આવેલી ગુફાની હેઠળ આવેલો હતો. હું તે માર્ગમાં દાખલ થયો. ત્યાં સ્મશાનના જેવી ગંભીર શાન્તિ ફેલાઇ રહેલી હતી, છતાં ત્યાં ઉભા રહેતાં મનમાં કાંઇ અદ્ભુત—અવર્ણનીય લાગણી ઉત્પન્ન થયા વિના રહેતી નહિ. હું એ માર્ગે આગળ ચાલ્યો. મારા પગમાં મોજાં પહેરેલાં હતાં એટલે એ પત્થરવાળી જમીનપર ચાલતાં જરા પણ અવાજ થતો નહોતો. હું પચાસેક વાર ગયો હોઇશ એટલામાં એક ત્રીજો માર્ગ આવ્યો જે આ માર્ગને બરાબર કાટખૂણે જતો હતો. અહીં આગળ પવનનો એક એવો સપાટો આવ્યો કે તેથી મારા હાથમાંનો દીવો હોલ-વાઇ ગયો અને ભેદભરેલા ભોંયરામાં હું અંધકારની અંદર એકલો રહ્યો ! હું એ માર્ગે કેટલુંક આગળ વધ્યો, છતાં મારા મનમાં ભય

રહેતો હતો કે હું કદાચ દિશા ભુલી જઇશ. પછી હું થોડી વાર થોભ્યો અને વિચાર કરવા લાગ્યો કે હવે કરવું શું? મારી પાસે દીવાસળી હતી નહિ. અંધકારમાં પાછા ફરીને પાછા મૂળ સ્થાનકે જઇ પહોંચવું એ ભયંકર હતું, તોપણ એ સ્થળે આખી રાત ઉભા રહીને ગાળવી એ પણ શક્ય નહોતું. કદાચ હું ત્યાં આખી રાત રહું, તોપણ ધોળે દિવસે એ ભોંયરામાં કાળી રાત જેવો અંધકારજ હોય તે વિષે મને શંકા નહોતી. મેં અંધકારમાં આગળ દૃષ્ટિ કરી, તો ખરેખર ત્યાંથી ઘણે દુર આગના જેવો કોઈ ઝાંખો પ્રકાશ મારા જોવામાં આવ્યો. મેં ધાર્યું કે કદાચ એ સ્થાને જઇ પહોંચતાં મને અ-જવાળું આપે તેવી કોઇ વસ્તુ મળી આવશે. મેં ત્યાં જઇને તપાસ-વાનો નિશ્ચય કર્યો. ધીરે ધીરે અને બહુ મુશ્કેલીથી હું એ ભોંયરામાં આગળ ચાલ્યો. દીવાલે હાથ અડકાડીને જવા લાગ્યો અને અંધારામાં ડગલે ડગલે પગ મૂકતાં પહેલાં પગથી તપાસ કરવા લાગ્યો કારણ કે કદાચ કોઇ ખાડામાં પડી જવાય એવો ભય રહેતો હતો. ત્રીસેક ડગલાં હું આગળ ગયો તો મેં શું જોયું? પડદાઓની આરપાર થઇને ક્યાંયથી પ્રકાશ આવતો હતો અને થોડી ક્ષણમાં પાછો અદ-શ્ય થઇ જતો હતો ' પચાસેક ડગલાં આગળ ગયો, તો પ્રકાશ તદ્દન નજીક લાગ્યો! સાઠેક ડગલાં થયાં ત્યાં તો ઓ મારા બાપ!!

હું પડદાની પાસેજ આવી પહોંચ્યો હતો અને પડદો બહુ સખત રીતે બીડી દીધેલો નહોતો પણ ઢીલો હતો એટલે તેની પેલી મેરનો બનાવ હું ચોરી છૂપીથી જોઇ શકું તેમ હતું. તે એક ગુફા હતી અને તેનો દેખાવ કોઇ નાના સમાધિમંદિર જેવો હતો. તેની મ-ધ્યમાં આગ બળતી હતી પરન્તુ તેમાંથી ધુમાડો નીકળતોનહોતો. ડાબી બાજુએ પત્થરની એક ઉંચી પાળ હતી જેમાં ખાંચા કરેલા હતા.

પાળ ઉપર જે પડેલું હતું તે મને આકાર ઉપરથી માણુસના મુડદા જેવું લાગ્યું. તે આકારની ઉપર ચાદર જેવું કાંઇ લપેટેલું દેખાતું હતું. જમણી બાજુએ પણ તેના જેવીજ પાળ હતી જેના ઉપર ભરત-કામ કરેલાં કપડાં વીખરાઇને પડેલાં દેખાતાં હતાં. આગની ઉપર કોઇ સ્ત્રીની આકૃતિ નીચી નમીને આગની સફેદ જ્વાળા તરફ તાકી રહી હતી. તેનું મ્હોં મુડદાની સામે હતું અને તેણે ઢીલો કાળો ઝભ્ભો પહેરેલો હતો. હવે શું કરવું તે વિષે હું મારા મનમાં નક્કી કરવા યત્ન કરતો હતો એટલામાં પેલી સ્ત્રી એકદમ જુસ્સાથી ઉભી થઇ ગઇ અને તેણે પહેરેલો કાળો ઝભ્ભો ઉતારીને ફેંકી દીધો !

તે માયા પોતેજ હતી ! !

મેં જ્યારે માયાને તેના સુંદર ઓરડામાં જોઈ હતી ત્યારે તેણે જે ઝીણા સફેદ કપડાને પોતાના શરીરની આસપાસ વીંટાળી લીધેલું હતું, તેજ કપડામાં તે અત્યારે સજ્જ થએલી હતી. તેની છાતીનો કેટલોક ભાગ ઉઘાડો હતી અને સોનાનો કમરબંધ તેણે કમરે બાંધેલો હતો. તેના માથાના વાળ તેના પગ સુધી લંબાઇને ઝુલતા હતા. પરન્તુ પહેલાં તેના ચહેરાપર મારી નજર પડી. આ વખતે હું તેના સૌંદર્યના બળથી આકર્ષાયો નહિ પરન્તુ તેની ભયસંચારક શક્તિથી આકર્ષાયો. તેની સુંદરતા તો જેવી ને તેવીજ હતી. પરન્તુ તેના ગંભીર વદનમંડળમાં અને ઊંચી નજર કરી રહેલી આંખોમાં જે વેદના, જે અંધ વિકારવશતા અને જે ભયાનક વૈરવૃત્તિનું દર્શન થતું હતું તેનું વર્ણન કરવાની મારી કલમમાં શક્તિ નથી.

ક્ષણભર તે સ્થિર–શાન્ત ઊભી રહી. પછી તેણે પોતાના બેઉ હાથ ઉંચા કર્યા અને માથા કરતાં પણ ઉંચા લીધા, એ વખતે તેણે ઓઢેલા સફેદ કપડાનો ઉપરનો ભાગ નીચે કમરબંધ સુધી

પડીને અટકી ગયો. આથી તેના દેહની સુંદર આકૃતિ મારી દૃષ્ટિ સમીપે ખુલ્લી થઈ રહી. તે ત્યાં ઊભી રહી, તેની આંગળીઓ મૂઠી વાળવા લાગી અને તેના ચહેરા પર ગંભીરતા તથા ભયંકરતા વધારે ને વધારે ગાઢી થવા લાગી.

એકાએક મારા મનમાં વિચાર આવ્યો કે-ભોગ જોગે જો તે મને જોઇ જશે તો શું થશે ? આ વિચારથી હું બહુ જ ગભરાઈ ગયો. પરન્તુ જો તે વખતે મારી સમજમાં આવ્યું હોત કે જો હું હવે અહીં વધુ વાર ઊભો રહીશ તો મારે મરવું પડશે તોપણ હું ત્યાંથી ખસી શકયો નહોત, કારણકે મારી વિચારશક્તિ જ બહેર મારી ગઇ હતી. છતાં આ પ્રસંગે મારે શિરે કેટલું જોખમ રહેલું છે તે હું જાણતો હતો. તે મને પડદાની આરપાર જોઇ જાય, કિંવા પોતાની જાદૂઇ શકિતથી જાણી જાય કે કોઇ બહાર ઊભું ઊભું પોતાની હીલચાલ જુએ છે, કિંવા મારી હીલચાલ તે સાંભળી જાય, તો મારાં સોએ વરસ પૂરાં થઇ જવાનાં, એ મારી જાણ બહાર નહોતું.

તેણે પોતાના મુઠી વાળેલા હાથ પાછા નીચા નમાવ્યા, ફરીથી પાછા તેણે તે ઊંચા કર્યા, અને મેં ખરેખર જોયું કે જેમ જેમ તે હાથ ઉચા-નીચા થતા હતા, તેમ તેમ પેલી આગની જવાળા પણ ઉચી-નીચી થતી હતી ! હાથ ઉચા જતી વખતે તે આગની જવાળા ઉંચી થઇને છતને સ્પર્શતી હતી અને નીચી થતી વખતે તે છેક જમીન દોસ્ત બની જતી હતી ! અને એ જવાળાનો પ્રકાશ જયારે ભડકી ઉઠતો, ત્યારે આયાની આકૃતિ ઉપર, પેલા મુડદા ઉપર અને ગુફાની દીવાલોના પત્થરના કોતરકામ ઉપર વિજળીના જેવો ચમકારો થઇ એ સ્થાનની ભયંકરતામાં વધારો કરતો હતો.

માયાના હાથ પાછા ઉંચેથી નીચે આવ્યા અને તે પોતાની ભાષામાં ધીરે ધીરે ગણગણતી–બોલવા લાગી, કોઇને શાપ આપવા લાગી. તે સાંભળીને મારૂં તો લોહી જ ઠરી ગયું !

"તેને શાપ હોજો ! તેના ઉપર હમેશાં શાપ ઉતરજો !"

જાણે કે તે કાંઇ મંત્ર બોલતી હોય તેવા સ્વરે તે શબ્દો બોલતી હતી. એ બોલતાં તેણે પોતાના હાથ નીચા નમાવ્યા કે તુરત અગ્નિની જ્વાળા જમીનદોસ્ત બની ગઇ. તેના હાથ પાછા ઉંચા થયા કે તુરત અગ્નિજ્વાળા ઉંચી થઇને એ ઓરડાની પત્થરની છતને ચુંબન કરવા લાગીઃ પુનઃ તે નીચી ઉતરી ગઇ અને પુનઃ ઉંચે ચઢીઃ એમ વારંવાર થવા લાગ્યું.

" એ નેપાળી રાજકુમારીના નામ ઉપર શાપ હોજો ! તેના સ્મરણ પર શાપ ઉતરજો !" અગ્નિજ્વાળા પાછી ઉંચે ચઢી અને નીચે ઉતરી.

" તેની સુંદરતાનું સત્યાનાશ જજો.

" મારી પર ચલાવેલા તેના જાદૂ-કામણને શાપ હોજો !

" મારા પ્રેમિકની મને વિજોગણ રાખી માટે તેની ઉપર મારો શાપ ઉતરજો !" અને પુનઃ અગ્નિજ્વાળા ઉંચેથી નીચે ઉતરીને શમી ગઇ.

હવે તે ધીમા સ્વરને બદલે ઉચ્ચ સ્વરે બોલી ઉઠીઃ " હવે શાપ આપવાનો શો ઉપયોગ ? તે તો જાદુ કરીને ચાલી ગઇ છે !"

પછી તેણે વધારે જુસ્સાથી અને ગુસ્સાથી શાપ દેવાનું ફરીથી ચાલુ કર્યું.

" તે જ્યાં હોય ત્યાં તેના પર મારો શાપ પડજો અને તેની શાન્તિનો ભંગ થજો !

"આ આખા વિશ્વમાં તે જ્યાં હોય ત્યાં તેના પર શાપ ઉતરજો, તેના ઓળા પર પણ મારો શાપ રહેજો! તે જ્યાં હો ત્યાં મારા શાપના શબ્દો સાંભળજો અને તે કાળા અંધકારમાં છુપાઇ જજો! તે નિરાશાની ઉંડી ખીણમાં ઉતરી પડજો, કારણકે એક વાર હું તેને ત્યાંથી શોધી કાઢીશ."

ફરીથી જ્વાળા નીચે ઉતરીને ઉંચે ચડી અને તેણે પોતાની આંખોને હાથવડે ઢાંકી દીધી. તે બળાપો કરતી બોલીઃ "આ તો મૂર્ખતા છે! જે માણસ મોતની પાંખોની હેઠળ છુપાયલું છે તેની પાસે કોણ જઇ શકે તેમ છે? હું પણ તેની પાસે પહોંચી શકું તેમ નથી."

પછી ફરીથી તેણે નવેસરથી શાપ દેવા માંડયાઃ "જ્યારે તે ફરીથી જન્મે ત્યારે તેના પર મારો શાપ ઉતરજો! તે શાપ પામેલી જ અવતરજો! તે જન્મે અને મરે ત્યાંસુધી તેને મારો શાપ હોજો! પછી હું તેને મારી વૈરવૃત્તિથી પકડી લઇશ અને તેનું કેવળ સત્યાનાશ કાઢી નાંખીશ."

એ પ્રમાણે વારંવાર જ્વાળા ઉંચે ચડવા લાગી અને નીચે ઉતરવા લાગી. તેના હાથ ઉંચા નીચા થતાંની સાથે જ જ્વાળાનું આકર્ષણ થતું હોય એવો ભાસ થતો હતો. તેના ભયંકર શાપનો જુસ્સાદાર અવાજ આસપાસની દીવાલોમાં અને આખા ભોંયરામાં પડઘા પાડતો હતો. એ વખતે જે ભયંકરતા મારા કાને સાંભળી અને આંખે જોઇ તેનું વર્ણન કરવાની મારામાં શક્તિ નથી.

પણ છેવટે તે થાકી ગઇ હોય તેમ જણાયું અને તેના શાપ બંધ પડયા. તે નીચે બેસી ગઇ અને પોતાના લાંબા વાળને પોતાના વદન તથા છાતી ઉપર લઇ તે હૃદયવિદારક નિરાશાને લીધે રડવા

લાગી! તેનું હૃદય જાણે નિરાશાને લીધે ફાટી પડતું હોય એવું મારી નજરે દેખાયું.

તે ડુસકાં ભરતી ભરતી ત્રુટક-ત્રુટક સ્વરે બોલી: " અરેરે! બે હજાર વર્ષ થઇ ગયાં. એટલાં વર્ષો સુધી હું તેની રાહ જોઇને બેઠી; સૈકાના સૈકા વીતી જાય છે, કાળને કાળ ગળી જાય છે, તેના સ્મરણનો ડંખ મને એક સરખો તીવ્ર લાગ્યા કરે છે; હાય હાય! હું તેને ભૂલી જઇ શકતી નથી અને તેને મળવાની આશાનું કિરણ વધારે તેજસ્વી થતું જણાતું પણ નથી. અરેરે! હૃદયને કોતરી ખાતા વિરહમાં બે હજાર વર્ષ સુધી જીવવું અને રાહ જોવી, અને વળી મારાં પાપને નજર સામે જોઇને ઝુર્યા કરવું એ કેટલું દુઃખદાયક છે? આટલાં બધાં વર્ષો ગયાં છતાં હું તેને ભૂલી શકતી પણ નથી! વર્ષો ગયાં અને વર્ષો આવ્યાં કરે છે-શું હજી આ વિરહનો છેડોજ નહિ આવે!

" મારા પ્રેમિક! મારા પ્રિયતમ! ઓ મારા વ્હાલા! મેં પાપ કર્યું છે ખરૂં, પણ હજી શું મારૂં પાપ પૂરેપૂરૂં ધોવાઇ ગયું નથી? મારી પાસે બધું છે, પણ ઓ પ્યારા! તારા વિના મારી પાસે જે કાંઇ છે તે બધું નકામું છે-તારા વિના હું ગરીબ છું! તું ક્યારે આવીશ? બોલ, વ્હાલા! એવું હું શું કરૂં કે જેથી તું જલ્દી મારી પાસે આવી પહોંચે? કહે, તને પ્રાપ્ત કરવા માટે હું કેવી તપશ્ચર્યા આદરૂં? કદાચ અત્યારે તું જ્યાં હોઇશ, ત્યાં એ નેપાળી રાજકુમારી તને સુખ આપી રહી હશે અને મારા સંભારણાની મશ્કરી કરી રહી હશે. અરેરે! મેં તને મારી નાંખ્યો, ત્યારે જ હું તારી સાથે કાં ન મુઇ? અફસોસ! હું મરી શકી નહિ અને આજે પસ્તાવો કરૂં છું!" આમ બોલતી તે જમીન ઉપર

ઢગી પડી અને ખુબ રોઇ–પોતાનું હૈયું ખાલી થતાં સુધી તે રોઇ.

એકાએક તે રડતી બંધ થઇ, તે ઉઠીને ઊભી થઇ, તેણે પોતાનો ઝબ્બો સમો કર્યો અને પોતાના વાળ મ્હોંપરથી ખસેડીને પાછળ નાંખી તે પેલી પાળ પાસે ગઇ કે જેની ઉપર પેલું મુડદું પડયું હતું.

" ઓ કંબલકુમાર ! " તે બૂમ પાડી ઉઠી: એ નામ સાંભળતાં જ હું ધ્રુજી ઉઠયો ! તે આગળ બોલી: " તારૂં મુખડું જોવાથી મારા દિલને પારાવાર દુઃખ થશે, પણ તને જોવાની મને ઇચ્છા થાય છે: વર્ષો પહેલાં મેં તને જોયો હતો અને પછી મેં તારો ઘાત કર્યો હતો." એમ બોલતાં તેણે પેલા મુડદા ઉપર લપેટેલા કપડાનો એક છેડો પોતાના ધ્રૂજતે હાથે પકડયો અને જરા અટકી. પછી તે જે કાંઇ બોલી તે અત્યંત ધીરે સ્વરે બોલી, જાણે કે તેના પોતાના વિચારો પણ તેને ભયંકર લાગતા હોય !

એ મુડદાને સંબોધતી માયા આગળ બોલી: " હું તને ઉઠાડું, બે હજાર વર્ષ પહેલાં જેવો તું મારી સામે ઊભો હતો તેવો હું તને મારી સામે ઊભો કરૂં ! હું તને ઊભો કરી શકું ખરી. " એમ કહીને માયાએ એ મુડદા ઉપર પોતાના હાથ ધરી રાખ્યા, અને માયા પોતે એકદમ લાકડા જેવી જડ તથા ભયંકર બની ગઇ! તેની આંખો સ્થિર અને ફીકી થઇ ગઇ ' પડદાની પાછળ ઊભેલો હું ગભરાઇ ગયો, મારા માથાના વાળ ઊભા થઇ ગયા અને હું જે કાંઇ જોઇ રહ્યો હતો તે સ્વપ્નું હતું કે સાચું હતું તેની કલ્પના પણ મારાથી કરી શકાઇ નહિ ! મેં જોયું કે અત્યારસુધી જે મુડદું સ્થિર શાંત અને જડ પડી રહ્યું હતું તે હવે ધ્રુજવા લાગ્યું હતું અને તેને લપેટેલું સફેદ કપડું ઉંચું થવા લાગ્યું–જાણે કે એ કપડાની

હેઠળનું મુડદું શ્વાસોચ્છ્વાસ લઈ રહ્યું હોય અને અત્યારે ભરનિદ્રામાં હોય !! એકદમ માયાએ પોતાના હાથ પાછા ખેંચી લીધા અને મુડદા માંહેનો જીવનસંચાર—શ્વાસોચ્છ્વાસ બંધ પડયો.

માયા બડબડી: " એ બધું શા કામનું ? " તારા આત્માને હું તારા મુડદાની અંદર પાછો ન બોલાવી શકું, તો તને ઉભો કરવો અને જીવતા જેવો બતાવવો એ શા ખપનું ? એથી તું મારી સામે જીવતાની જેમ ઉભો રહે, તોપણ તું મને ઓળખી શકે નહિ અને હું તને કહું તે પ્રમાણે જ તું માત્ર કરે. તારા શરીરની અંદર તારો પોતાનો આત્મા ન હોય પણ તેને બદલે મારો આત્મા હોય, તેથી મારૂં શું વળે, કુંઅલકુમાર ? "

ક્ષણભર તે આ પ્રમાણે બડબડતી ઊભી; પછી તે ઘુંટણભેર બેઠી અને પેલા મુડદાને વીંટાળેલા કપડા પર પોતાના ઓઠ લગાડીને રડવા લાગી. મુડદા ઉપરનો પ્રેમપ્રવાહ છોડતી આવી ભયંકર સ્રીને જોવી એ ખરેખર અદ્ભુત અને થરથરી જવાય તેવું હતું. આ દેખાવ હું વધારે વખત જોઇ શકયો નહિ એટલે પાછા ફરીને ધીરે ધીરે ડગલે આખા શરીરે ધ્રૂજતો ધ્રૂજતો હું એ અંધારા ભોંયરામાં પાછો ફર્યો. સાચે સાચ નરકમાંના જીવનો દેખાવ જોઇને જ ધમકતે હૈયે હું પાછો ફરતો હતો.

માર્ગમાં એકવાર મેં ઠોકર ખાધી, પણ મેં શાથી ઠોકર ખાધી તે હું જાણી શકયો નહિ. માર્ગમાં બે વાર હું પડી ગયો. એક વાર હું અવળે માર્ગે ચડી ગયો પરન્તુ છેવટે મને વેળાસર મારી ભુલ જણાઇ. આખરે અર્ધો કલાક ધીરે ધીરે ચાલતો હું પેલી પત્થરની નીસરણી પાસે પહોંચ્યો પણ હું એટલો થાકી ગયો હતો અને ભયથી મૂઆ જેવો થઇ ગયો હતો કે હું ત્યાંને ત્યાં જ પડી ગયો અને બેભાન બની ગયો.

જ્યારે હું ભાનમાં આવ્યો ત્યારે મને નજીક આવતા પરોઢના ઝાંખા અજવાળાનાં કિરણો દેખાયાં. હું ઉઠયો અને નીસરણી ચડીને મારા સુવાના ઓરડામાં સહીસલામત જઇ પહોંચ્યો. તે વખતે પરોઢ થઇ ગયું હતું, છતાં હું બિછાનામાં પડયો અને તુરત ઉંઘી ગયો.

## પ્રકરણ ૭ મું.

### માયાનો ભયંકર ન્યાય.

ફરીથી જ્યારે મારી આંખ ઉઘડી ત્યારે દિવસ કેટલો ચડયો હતો તેની મને ખબર નહોતી, પરન્તુ મેં જુવાનને મારા ઓરડામાં જોયો. તે મારાં કપડાં વેર-વીખેર પડયાં હતાં તેને સમાં કરીને સંકેલીને એક બાજુએ મુકતો હતો. પછી તેણે જોયું કે માટલામાં પાણી ભરેલું છે કે નહિ. માટલામાં હજી પાણી હતું, ને તપાસીને તેણે મારી કપડાંની પેટી ઉઘાડી પડી હતી તે બંધ કરી.

મેં પુછ્યું: " અલ્યા જુવાન ! શું કરે છે ? "

તે બોલ્યો: " જુઓને આ કપડાં સમાં કરૂં છું, બાપુ ! મેં ધાર્યું કે તમે ઉંઘતા હશો, પણ તમે તો જાગો છો; તમારી આંખો-પરથી લાગે છે કે તમને બરાબર ઉંઘ નહિ આવી હોય. "

મેં જુવાનને એ બાબત કશો જવાબ આપ્યો નહિ પણ પૂ-છયું: " લલિતને કેમ છે ? "

" એમ ને એમ છે, બાપુ ! તેને હવે આજ-કાલ ઠીક નહિ થાય, તો મને તેની આશા નથી. પેલી વામા ભુતડીની પેઠે તેને ખૂબ વળગી પડી છે અને તેની ખુબ સારવાર કરે છે એટલું જ નહિ

પણ એ ભૂનડી મને પાસે પણ ઢુકવા દેતી નથી અને હું લલિતભા-ઇના માથા હેઠળનો તકીયો સમો કરવા જાઉં તોપણ ને છેડાઇ પડે છે અને બગડવા લાગી જાય છે!"

"ત્યારે તું શું કરે છે?"

"હું તેને ઘણુંએ સમજાવવા જઉં, પણ તે મારી બોલી સમજતી નથી; એટલે હું તેને ઇશારત કરીને કહું છું કે, બાઇ! લલિત તો મારો શેઠ છે અને હું તેનો ચાકર છું એટલે તેની ચાકરી મારે પણ કરવી જોઇએ; પણ તે તો મારૂં સાંભળ્યા વિનાજ બડબડ કર્યો કરે છે! સાહેબ! આપ કહો કે ન કહો, પણ એ મને તો ધુતારી જેવી લાગે છે! અરે, અહીંની બધી સ્રીઓ જ મને તો ધુતારી લાગે છે."

ગઇ રાતના થાક અને ઉજાગરાથી મારૂં મગજ એટલું તપેલું હતું કે જુવાનની આ વાત મને સાંભળવી ગમતી નહોતી, તોપણ બધી સ્રીઓ જુવાનને ધુતારી લાગતી હતી એ વાતથી હું વિચારમાં તો પડી ગયો. ગઇ રાતનો બનાવ જોયા પછી મને પણ આ કામ-રૂદેશની બધી સ્રીઓ વિષે કાંઇ કાંઇ વિચારો થવા લાગ્યા. આ સ્થળેથી નાસી છૂટી શકાય એવો તો સંભવ જ નહોતો. ધારી લઇએ કે લલિત સાજો થાય અને માની લઇએ કે માયા અમને જવા દેજો કે જવા દે તે માટે મને પૂરો સંશય હતો—અને ક્ષણિક ગુસ્સાના આવેશમાં અમને ફૂંક મારીને ઠાર કરી નાંખે નહિ; વિશેષમાં એટલું પણ સ્વીકારી લઇએ પેલા જંગલી લોકો અમારે માથે તપાવેલા ઘડા મૂકીને અમારૂં ભક્ષણ કરી જાય નહિ, તોપણ આ જંગલી ગંદા, રોગિષ્ઠ પ્રદેશના જાળામાંથી માર્ગ શોધીને બહાર નીકળવું, અને જંગલી લોકોનાં સંખ્યાબંધ થાણાં વટાવીને નાસી છૂટવું તે વદ્દન અશક્ય હતું.

હવે માત્ર એક જ રસ્તો હતો અને તે એ કે જે સંજોગો આવી પહોંચે તે સંજોગોને સ્વીકારી લેવા. જો કે હું મુંઝાયલો હતો અને આ બધું જોઇ સાંભળીને ચકમમ થઇ ગયો હતો, તોપણ આ બધી અદ્દભુત વાતો જોવા જાણવાની મારી કુતૂહલવૃત્તિ શમી ગઇ નહોતી. હું તો મારી કુતૂહલવૃત્તિને સંતોષવા માટે કદાચ જીંદગી ગુમાવવી પડે તો તે માટે પણ તૈયાર જ હતો માયાના જેવી વિચિત્ર સુંદરીના સ્વભાવ અને વર્તનનો અભ્યાસ કરવાની તક જવા દેવાનું મને ગમતું નહોતું.

હું ઉઠયો, હાથ મ્હોં ધોયાં, પેલી મુંગી દાસીઓ કાંઇક ખાવાનું લાવી તે જરા ખાધું અને પછી કપડાં પહેરીને હું લલિતને જોવા માટે તેના ઓરડામાં ગયો. તેનું મગજ એટલું નબળું પડી ગયું હતું કે તે મને ઓળખી શકયો નહિ. મેં યામાને પૂછયું કે–લલિતને કેમ છે? પણ તે માથું હલાવીને નિરાશાપૂર્વક આંસુ પાડવા લાગી. એજ ક્ષણે મેં ધાર્યું કે હવે મહારાણીને અહીં બોલાવીને લલિતને જાદૂઇ રીતે સાજો કરવાનો માર્ગ લીધા વિના છૂટકો નથી. માયાએ કહ્યું હતું કે પોતે એવી શક્તિ ધરાવે છે અને તેણે લલિતને સાજો કરવાની પણ હા કહી હતી એટલે એ બાબત મને આશા હતી. હું ત્યાં જ ઉભો હતો, એટલામા બામદેવ આવ્યો અને તે પણ નિરાશાથી માથું હલાવવા લાગ્યો. તે અચકાતો અચકાતો બોલ્યો: "રાત પડતાં હવે તે ચાલ્યો જવાનો."

હું બોલ્યો: "દાદાજી! પ્રભુ એવું નહિ કરે" અને એટલું બોલતાં મારૂં હૈયું ભરાઇ આવ્યું. મારાથી ત્યાં વધુ વખત ઉભા રહી શકાયું નહિ અને હું ચાલ્યો ગયો.

બામદેવ પણ મારી પાછળ બહાર નીકળ્યો અને બોલ્યો: "દીકરા વાંદરમુખા ! મહારાણી તને બોલાવે છે; પણ સાંભળ બેટા ! તું જરા ડાહ્યો થઇને ચાલજે. કાલે તું મારી પેઠે ઘુંટણ- ભેર ચાલતો આવ્યો નહિ, ત્યારે મને ખાત્રી હતી કે મહારાણી તને ફૂંક મારી ઉડાડી મેલ્યા વિના રહેશે નહિ. અત્યારે મહારાણી ન્યાયાસને વિરાજીને પેલા તોફાનીઓ કે જેમણે તારી અને સિહની સાથે લડાઇ કરી હતી તેમનો ન્યાય કરવાનાં છે. માટે તું મારી પેઠે ચોપગો બનીનેજ આવજે; સમજ્યો ! લે હવે ચાલ ઉતાવળો."

હું બામદેવની સાથે સાથે ચાલ્યો અને જ્યારે અમે અત્યંત વિશાળ ગુફામાં આવી પહોંચ્યા, ત્યારે મેં જોયું કે ઘણા જંગલી લોકો તે તરફજ ચાલ્યા આવતા હતા. તેમાંના કેટલાકે સફેદ ઝબ્બા પહેરેલા હતા અને કેટલાકે માત્ર પોતાની કમરે વાઘ કે ચીતાનાં ચામડાંજ વીંટાળેલા હતા. અમે પણ તેમની સાથે સાથે ચાલ્યા. ગુ- ફાની દિવાલો ઉપર સારી પેઠે કોતરણી કરવામાં આવી હતી. દસ- વીસ ડગલાં આગળ ચાલીએ કે એકાદ નાની ગલી મુખ્ય માર્ગમાંથી ફુટતીજ હોય. બામદેવે મને કહ્યું કે એ ગલીમાં થઈને જૂદાં જૂદાં સમાધિમંદિરોમાં જવાતું હતું. એ ગુફાઓ અને સમાધિ મંદિરો જૂના વખતના લોકોએ કોતરેલાં હતાં. બામદેવે મને કહ્યું કે- "આ સમાધિમંદિરોમાં હવે કોઇ જતું નથી," પરન્તુ આ પ્રાચીન સમયનાં અવશેષો જોવાની તક મને સાંપડશે એવી આશા ઉત્પન્ન થતાં મને તો આનંદ જ થયો.

છેવટે અમે ઇષ્ટ સ્થાને આવી પહોંચ્યા. તે એક મોટી ગુફા હતી અને તેની અંદર એક મોટો ચોતરો હતો. મેં ધાર્યું કે આ ચોતરો કોઇ ધાર્મિક ક્રિયા માટે રાખવામાં આવ્યો હશે. એ રસ્તા

પર થઇને બીજી ગુફાઓમાં જઇ શકાય છે કે જે ગુફાઓ મુડદાંથી જ ભરપૂર છે! ખરેખર, આ આખો પર્વત જ મુડદાંઓથી ભરેલો છે એમ કહીએ તો ચાલે; અને વળી એ મુડદાં કેવાં! જરાએ કોહેલાં નહિ, પણ પૂરે પૂરી રીતે અસલ રૂપમાંજ જાળવી રાખેલાં!"

જેમ જેમ હું નવી ને નવી વાતો જાણતો હતો તેમ તેમ હું વધારે ને વધારે આશ્ચર્ય પામતો હતો અને મારી કુતૂહલ વૃત્તિ વધુ ને વધુ ઉશ્કેરાતી હતી. આ ચોતરાની સમીપે સંખ્યાબંધ જંગલી ઓ અને પુરૂષો એકઠાં થયાં હતાં. તેઓ બધાં અત્યંત શોકાતુર દેખાતાં હતાં. ચોતરા ઉપર એક જૂના વખતનું-વિચિત્ર ઘાટનું તખત હતું, જેમાં હાથીદાંતનું નકસી કામ હતું. તખત ઉપર નરમ ઘાસની બનાવેલી ગાદી બિછાવવામાં આવી હતી.

એકાએક "મહારાણી પધારે છે, મહારાણીનાં પગલાં થાય છે!" એવી બૂમ ચોમેર ઉઠી; કે તુરતજ બધાંએ સ્ત્રીપુરૂષો એકદમ જમીનપર ઉંધે મસ્તકે-દંડવત્ પડયાં! જાણે કે કોઇનો શ્વાસોચ્છ્વાસ જ ચાલતો ન હોય અને બધાં મુડદાં હોય એવી શાંતિ એ મનુષ્યોથી છવાઇ ગએલી ગુફામાં પ્રસરી ગઇ! માત્ર હું એકલોજ તેમની વચ્ચે ઉભો હતો! એટલામાં મહારાણીના અંગરક્ષકોની એક ટુકડી આવી પહોંચી અને તે તખતની બેઉ બાજુએ હારમાં ગોઠવાઇને ઉભી રહી. તેમની પછી પંદર-વીસ મુંગા ચાકરો આવ્યા અને પાછળ પંદર વીસ મુંગી દાસીઓની વચ્ચે મહારાણી આવી. દાસ દાસીઓના હાથમાં બળતી મશાલો હતી. મહારાણી પગથી માથા સુધી સફેદ બુરખામાં સજ્જ થઇ હતી. તે ચોતરા પર ચઢી અને તખત પર બેઠી. કોઈ જંગલી લોકો ન સમજી શકે તેટલા માટે બંગાળી ભાષામાં તે બોલી :

"હરપાલ! તું અહીં આવ અને મારા પગ પાસે બેસી જા. તારી સાથે લડનારાઓનો ન્યાય હું કેવી રીતે તોળું છું તે તું જો."

મેં મહારાણીને નમન કર્યું અને ચોતરા પર ચડીને તેના તખ-તની બાજુએ બેઠો. તેણે પૂછ્યું: "હરપાલ! તને રાત્રે ઊંઘ તો બરા-બર આવી હતીને?"

"ઓ મહારાણી માયા! મને રાતે બરાબર ઉંઘ આવી નથી." મેં સાચે સાચો જવાબ દીધો ખરો, પરંતુ મને બ્હીક લાગતી હતી કે કદાચ તેણે મારી રાતની ચોરી છૂપીની વાત જાણી હશે અને મારૂં પારખું જોવાનેજ તે મને આમ પૂછતી હશે.

તે જરા હસીને બોલી: "મને પણ રાતે બરાબર ઉંઘ આવી નથી. ગઇ રાતે મને બહુ–બહુ સ્વપ્નાં આવ્યાં, અને હું ધારૂં છું કે તારી સાથે થએલી વાતોને લીધે જ એ સ્વપ્નાં આવ્યાં હશે, હરપાલ!"

મેં કેવળ નિશ્ચિંતતા દર્શાવતાં પૂછ્યું: "તેં શાનાં શાનાં સ્વપ્નાં જોયાં વારૂ?"

તે ઝડપથી બોલી: "સ્વપ્નામાં મેં એક એવી વ્યક્તિને જોઈ કે જેને હું ચાહું છું અને બીજી એવી વ્યક્તિને જોઈ કે જેને હું ધિક્કારૂં છું." પછી તુરતજ એ વાતને વિસારે પાડવાને તેણે વિષય બદલાવ્યો અને પોતાની ભાષામાં અંગરક્ષકોના સરદારને ફરમાવ્યું: "ગુનેહગારોને મારી સમીપે હાજર કર!"

અંગરક્ષકોના સરદારે નમન કર્યું અને કેટલાક અંગરક્ષકોની સાથે તે જમણી બાજુને રસ્તે ગુનેહગારોને લાવવા માટે ગયો.

થોડી વાર ચુપકી પ્રસરી રહી. મહારાણી પોતાના તખતના જમણી બાજુના હાથાપર હાથ મૂકીને કાંઇક વિચારમાં પડી ગઈ. એકઠા થએલાં માણસો તો હજી પેટ ઘસતાજ પડેલા હતા, જો કે તેમાના કેટલાક કોઈ કોઈ વાર મસ્તક ઊંચું કરીને મારી તથા મહારાણીની તરફ જોતા હતા. મહારાણી જાહેરમાં ભાગ્યેજ કોઈ વાર દેખાવ દેતી હતી અને મારા સિવાય કોઇએ તેનો ચહેરો તો જોયોજ નહોતો, એટલે એ લોકો આવી ભાગ્યેજ મળતી તકનો લાભ લઇને મહારાણી ભણી દૃષ્ટિપાત કરતા હતા, જોકે અત્યારે તેઓ તેનો ચહેરો તો જોઇ શકે તેમ નહોતુંજ. છેવટે ગુન્હેગારોને તેડવા ગએલા અંગરક્ષકો પાછા ફર્યા અને તેમની પાછળ વીસેક જંગલી માણસો પણ આવ્યા કે જેઓ અમારી સાથે લડેલા હતા. તેમના મ્હોં ઉપર સ્વાભાવિક રીતેજ ગમગીની અને ભય પ્રસરેલાં હતાં. તેઓ હારબંધ આવ્યા અને બીજાઓની પેઠે તેઓ પણ મહારાણીની સમીપે દંડવત્ પ્રણામ કરવાને ભોંયે પડવા જતા હતા, પરન્તુ એટલામાં મહારાણીએ તેમને તેમ કરતાં અટકાવ્યા. તે મૃદુ સ્વરે બોલીઃ " નહિ, તમે ઉભા રહો. કદાચ તમે થોડી વાર પછી એવી રીતે ભોંયે પડશો કે જેથી કદાપિ ઉઠવા જ નહિ પામો." એમ બોલીને તે ખડખડાટ હસી પડી.

મેં જોયું કે એ ગુન્હેગારોના મ્હોં પર શોકનો ગાઢ પડદો છવાઇ ગયો. તેઓ ગુનેહગાર હતા, પરન્તુ અજ્ઞાન હતા; તેમની આવી સ્થિતિથી મને તેમની ઉપર દયા આવી. બે-ત્રણ મિનિટ ચુપકીમાં ચાલી ગઇ. એટલા સમયમાં બુરખાની અંદરથી મહારાણીએ દરેકના મ્હોંને બારીકીથી જોઇ લીધાં. છેવટે તે મને સંબોધીને બોલીઃ " હરપાળ! તું આ બધા માણસોને ઓળખે છે ને ? "

"હા મહારાણી! હું તે બધાને ઓળખું છું." મેં કહ્યું. આથી પેલા ગુનેહગારો મારી તરફ ગુસ્સે થતા દેખાયા.

'ત્યારે એ બધી વાત તું આ બધા માણસો જે અહીં એકઠા થયા છે તેમને કહી સંભળાવ. મેં તો તારી વાત સાંભળેલી જ છે."

મહારાણીની આવી આજ્ઞા થવાથી મેં ટૂંકમાં બધી વિગત કહી સંભળાવી. ધગધગતા ઘડાથી, પેલા મહમદને સેકી ખાવાની તેમની ઇચ્છાની અને છેવટે તેમણે મારી સાથે કરેલી લડાઈની વાત મેં કહી. બધાએ મારી વાત ચુપકીથી સાંભળી. મારી વાત પૂરી થઇ અને મહારાણીએ "બામદેવ" ના નામનો ઉચ્ચાર કર્યો. બામદેવે દંડવત પડયા પડયા જ માથું ઉંચું કરીને મારી વાતને ટેકો આપ્યો. પછી બીજા કોઇની જુબાની લેવામાં આવી નહિ.

છેવટે મહારાણી બોલી: "તમે બધાએ આ વાત સાંભળી છે." પછી ગુસ્સાભર્યા અવાજે ગુન્હેગારો પ્રત્યે તે બોલી: "એ કૂતરાઓ! બોલો હવે તમારે શું કહેવું છે? તમે કરેલા ગુન્હાનું વેર તમારી ઉપર શા માટે ન વાળવું?"

થોડી વાર સુધી તો કોઈ કશો જવાબ આપી શક્યું નહિ, પણ છેવટે તેઓમાંનો એક જુવાન જે મજબુત કાઠીનો અને ચંચળ આંખોવાળો હતો તે બોલ્યો. તેણે કહ્યું કે-"અમને મહારાણી સાહેબ તરફથી ત્રણ હિંદી જુવાનોને કશી હરકત કરવી નહિ તેવી આજ્ઞા મળી હતી, પરન્તુ ચોથા બંગાળી મુસલમાનના સંબંધમાં કશી આજ્ઞા મળી નહોતી, એટલે અમે તેને માથે ધગાવેલો ઘડો મૂકીને તેની ઉજાણી જમવાનો ઠરાવ કર્યો હતો. એવી રીતે અજાણ્યાઓને સેકી ખાવાનો અમારો રીવાજ છે તે મહારાણી જાણે છે. અમે ત્રણ હિંદી મહેમાનો ઉપર હલ્લો કર્યો તે અમે બહુ ગુસ્સે થયા હતા તેથી

કર્યો હતો, કારણકે અમારી ઉજાણીમાં તેઓ આડા આવ્યા હતા; પરન્તુ તે માટે અમે હવે પસ્તાઇએ છીએ અને મહારાણીની અને મહેમાનોની માફી માંગીએ છીએ; માટે હે મહારાણી ! અમો ગરીબ ઉપર તું દયા કર, અને અમને જીવવા દે! તારી ઇચ્છા હોય તો અમે અહીંથી ચાલ્યા જઇએ, જંગલમાં રવડી–રઝળીને પેટ ભરીએ અને અમારા ભાગ્યમાં હોય ત્યાંસુધી જીવીએ !" તેણે આ પ્રમાણે મહારાણીની દયાની યાચના કરી ખરી, પરન્તુ મેં તેના મુખ ઉપરથી અનુમાન કર્યું કે મહારાણી એમ દયા કરે એવી તેને આશા જ નહોતી.

પછી થોડો વખત શાન્તિ પથરાઇ ગઇ. ખરેખર, એ સ્મશાનની શાન્તિના જેવો જ દેખાવ હતો ! સેંકડો માણસોનાં મુડદાં જાણે કે જમીનપર પડયાં હોય અને તે બધાને ભરખી જવાને કોઇ શ્વેતવસ્ત્રધારિણી ડાકણ રાહ જોઇ રહી હોય, એવો તે સમયનો દેખાવ હતો. હવે મહારાણી કેવી આજ્ઞા કરશે તે જાણવાને સૌનાં અંતર તરફડાટ કરી રહ્યાં હતાં. મહારાણીનું શરીર બુરખામાં છુપાયલું હતું છતાં હું તેની આરપાર તેની ચળકતી આંખો જોઇ શકતો હતો અને એ આંખોના તેજને આધારે હું સમજતો હતો કે મહારાણીનો ગુસ્સો પ્રતિક્ષણે વધતો જતો હતો. એની આંખોમાં આવો ગુસ્સો મેં અત્યારે પહેલી જ વાર જોયો.

છેવટે તે ભભૂકી ઉઠી: " ઓ હડકાયા કૂતરાઓ અને ઝેરી સાપો ! " એ ગુસ્સાભર્યા શબ્દોનો પડઘો એ વિશાળ ગુફામાં ગાજવા લાગ્યો: " ઓ માણુસ ખાઉ હેવાનો ! તમે બે અપરાધ કર્યા છે. એક તો તમે આ મારા મ્હેમાનો ઉપર હલ્લો કર્યો છે અને તેમના નોકરને ભૂંજી ખાવાની તમે તૈયારી કરી હતી, એટલું જ

નહિ, પણ તમે મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની નફટાઇ બતાવી છે. તમારા એકજ અપરાધ માટે તમને મોતની સજા કરવી જોઇએ. શું મેં બામદેવની મારફતે તમને નહોતું કહેવરાવ્યું કે આ અજાણ્યા અતિથિઓની તમે સારી પેઠે બરદાસ્ત–ચાકરી કરજો? પરન્તુ તમે તેમને ઠાર કરવાના યત્નો કર્યાં હતા અને જો તેઓ પૂરતા બહાદૂર ન હોત તો તમે તેમને ઘાતકી રીતે ઠાર કરી નાંખ્યા જ હોત! શું તમને નાનપણથી એવું નથી શિખવવામાં આવ્યું કે મહારાણીનો કાયદો કેવળ અડગ છે, તેમાં કશો ફેરફાર થતો નથી અને જે કોઇ એ કાયદો તોડે છે તેને મોત વિના બીજી કશી સજા થતી નથી? શું તમે નથી જાણતા કે સૂર્ય પૂર્વને બદલે પશ્ચિમમાં ઉગે અને આ પૃથ્વી રસાતાળ જાય, તોપણ મારો કાયદો બદલાતો નથી અને મારૂં વચન મિથ્યા થતું નથી? તમે એ બધુંએ જાણો છો, લુચ્ચાઓ! પણ તમે હરામખોર છો, ઘાતકી છો, તમારા અંતરમાં અધમતાના ફુવારા ઉડી રહ્યા છે. જો હું અહીં રાજ્ય કરતી ન હોત તો તમે માંહોમાંહે લડીને ક્યારનાએ ખતમ થઇ ચૂક્યા હોત અને કામરૂદેશમાં તમારી જાતિનું આજે નામ નિશાન પણ ન હોત. હવે જ્યારે તમે આ બધા અપરાધો કર્યા છે—તમે મારા મ્હેમાનોને મારી નાંખવા યત્ન કર્યો છે અને તમે મારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે, તેટલા માટે હું ફરમાવું છું કે તમને "મોતની ગુફા'માં લઇ જવામાં આવશે અને ત્યાંના જલ્લાદોને હસ્તક સોંપી દેવામાં આવશે; આવતી કાલનો સૂર્ય અસ્ત થાય તે પહેલાં જો તમે નહિ મરી જાઓ, તો તમને એવી રીતે કતલ કરવામાં આવશે કે જેની રીતે આ મારા મહેમાનના ચાકરને મારીને તેને સેકી ખાવાનો તમે ઇરાદો રાખ્યો હતો."

મહારાણી બોલતી બંધ થઈ એટલે ગુફાની અંદર ચોપાસ ધીરો ગણગણાટ થવા લાગ્યો. અપરાધીઓ તો આવી સજાની આજ્ઞા સાંભળતાંજ ગભરાઈ ગયા અને જમીન પર ફસડાઇ પડીને રડવા લાગ્યા. તેઓ મહારાણીને દયા કરવાની આજીજી કરવા લાગ્યા. અહા ! તેમની એ આજીજી એટલી કરૂણા ઉપજાવનારી હતી કે હું તે તરફ જોઇ પણ શકયો નહિ. તેમનું કલ્પાન્ત જોઇને મારી આંખમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. તેમને બચાવી લેવા મેં પણ આયાને વિનતિ કરી, છેવટે મેં કહ્યું કે બીજું કશું નહિ તો તેમને ઘાતકી રીતે રીબાવીને મારી નાંખવાને બદલે જલ્દીથી મારી નાંખવાની સજા કર, પરન્તુ એ સંહારક મૂર્તિએ મારૂં કહેવું માન્યું જ નહિ.

બીજા લોકો ન સમજી શકે તેટલા માટે તેણે મને બંગાળી ભાષામાં કહ્યું: “ હરપાળ ! તેમની ઉપર દયા થઇ શકે તેમ નથી. જો આ કૂતરાઓ ઉપર હું દયા બતાવું, તો આ લોકોમાં એક દિવસ પણ તમે કોઇ સહીસલામત રહી શકો નહિ. તું તેમને હજી બરાબર ઓળખતો નથી. તેઓ માણસખાઉ હેવાનો છે અને અત્યારે પણ જો તક મળે તો તમને ખાઈ ગયા વિના ન રહે એવી તેમની ભૂખ છે ! આ લોકો ઉપર હું રાજ્ય ચલાવું છું તે કેવી રીતે ચલાવતી હોઇશ તે તું જાણે છે ? હું જુલ્મથી રાજ્ય કરતી નથી પણ ભય પમાડીને રાજ્ય કરૂં છું. મારૂં સામ્રાજ્ય માત્ર કલ્પનામાં જ રહેલું છે. તેમના મગજ ઉપર મારો ભય-ધાક ચાલુ રાખવાને માટે હું કોઇ કોઇ વાર કેટલાક માણસોને રીબાવીને મારી નાંખવાનો હુકમ કરૂં છું. હું ઘાતકી છું કે નજીવી બાબત માટે વેર વાળું છું એમ તું માનતો ના. આવા લોકો ઉપર વેર વાળવામાં લાભ પણ શો ! હરપાળ ! જેઓ લાંબું જીવે છે, તેમના મનમાં વિકાર હોતો નથી–

માત્ર રસ હોય છે. જો કે બહારથી જોનારને લાગે કે હું ચીઢીયા સ્વભાવની છું એટલે ગુસ્સામાં આવીને માણસોના જીવ લેતી હોઇશ, પરન્તુ વસ્તુતઃ તેમ નથી. જેમ નાનાં નનાં વાદળાં આમથી તેમ લહેરાય છે, છતાં તેમને એક જ દિશાનો પવન આગળ ધસડતો હોય છે, તેમ મારા તરંગો કે વિચારો નાનાં વાદળાં રૂપ હોય છે અને તે આમથી તેમ ફરતા જણાય છે; પરન્તુ તેમની પાછળ મારા એક ચોક્કસ હેતુ રૂપી પવનનું જોર હોય છે. બસ, એ અપરાધીઓએ મરવું જ જોઇશે અને મેં કહ્યું છે તે પ્રમાણે જ મરવું જોઇશે."

પછી એકદમ તે પોતાના અંગરક્ષકોના ઉપરી તરફ ફરીને બોલી: "જે પ્રમાણે મેં હુકમ કર્યો છે તે પ્રમાણે કરો!"

બિચારા ગુન્હેગારોને "મોતની ગુફા" તરફ રોતા-કકળતા લઇ જવામાં આવ્યા.

*　　*　　*

પ્રિય વાંચક! આ વાર્તાનો અધૂરો રહેલો ભાગ "અમર અપ્સરા—ભાગ ૩ જા"માં વાંચજો. જેઓ પાંચ આનાની ટીકીટો મોકલશે તેમને ઘેર બેઠાં એ ભાગ ટપાલ રસ્તે પહોંચાડવામાં આવશે.

મળવાનું ઠેકાણું:

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,

ત્રણ દરવાજા—અમદાવાદ.

# સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક

અથવા

## અદ્‌ભુત વિદ્યાઓનો મહાસાગર [ગ્રંથ પહેલો]

### [ સુધારેલી બીજી આવૃત્તિ ].

આ પુસ્તકમાં નીચેની ૧૪ વિદ્યાઓ આપી છે. તેમાં ૪૫૦ પૃષ્ઠ, ૧૩૫ પરિચ્છેદો, ૧૧૧૦ બાબતોની માહિતી, ૧૪૩ ચિત્રો તથા આકૃતિઓ આપી છે. આવો સંપૂર્ણ વિગતોથી ભરેલો સચિત્ર ગ્રંથ હજી ગુજરાતીમાં બહાર પડયો નથી. આ વિદ્યાઓ સૌ સમજીને ઘેરબેઠાં શીખી શકે તથા તેનો ઉપયોગ કરી શકે તેવી રીતે આપી છે. પાકું સોનેરી પુઠું મૂલ્ય રૂ. ૫; વી. પી. થી રૂ. ૫-૯-૦.

(૧) માનસવિદ્યા અથવા મેંટલ સાયન્સ—પાંચે ઇંદ્રિયોની શક્તિ કેવી રીતે કેળવાય, તેથી કેવાં અદ્‌ભુત કામો કરીશકાય, અવધાનશકિત, સ્મરણશકિત, સંકલ્પશકિત ખીલવીને તેને ઉપયોગમાં લેવાની રીતો. (૨) આકર્ષણશકિત અથવા પર્સનલ મેગ્નેટિઝમ—એક માણસ બીજા માણસનું આકર્ષણ-વશીકરણ કેવી રીતે કરી શકે, આકર્ષણશકિત ખીલવવા-વધારવા કેવા પ્રયોગો કરવા, આંખના આકર્ષણથી પોતાની ઇચ્છામુજબ બીજાને વર્તવાની ફરજ પાડવી, શરીરની વિજળીક શકિતનો ભેદભરમ, એ બધું ચિત્રો સાથે સમજાવ્યું છે. (૩) મસ્તકવિદ્યા અથવા ફ્રેનોલૉજી—માણસના મસ્તકમાં ભરેલી જૂદી જૂદી ૪૩ શકિતઓ તેના માથાપર હાથ ફેરવીને ઓળખવાની કળા, માણસના લક્ષણની પરીક્ષા, વિદ્યાર્થીની શકિત

કયા વિષયમાં કે ધંધામાં ખીલી શકશે તે જાણવાની યુક્તિ એકંદરે મસ્તકશાસ્ત્રી બનવા માટે આ વિદ્યા પુષ્કળ ચિત્રો સાથે સમજાવી છે. (૪) માનસસંદેશવિદ્યા અથવા મેંટલ ટેલીપથી—દૂર રહેલા ચિત્રો વચ્ચે માનસિક સંદેશા કેમ ચલાવવા, બીજાના વિચારો પારખી કાઢવા અને વાંચવા (થોટરી ડીંગ), મારણ, મોહન, વશીકરણનો ભેદ, નેત્ર-વાણી-ઇચ્છા બળનો ઉપયોગ કરવાની રીતો, મેન્ટલ ફોટોગ્રાફી ઇત્યાદિ બાબતો ચિત્રો સાથે સમજાવી છે. (૫) મોહિની વિદ્યા અથવા મેસ્મેરીઝમ—મેસ્મેરીઝમ શાખીને પાત્રને કેવી રીતે ઉંઘાડવો, તેની પાસેથી પોતાની ઇચ્છા મુજબ કામ લેવું, પશુ-પક્ષીઓ પર તરેહ તરેહના પ્રયોગો કરવા, નજરબંધીની રીત, કપાલમોહન કરવું, પાણી અને કપડું મંતરવાની રીત, મેસ્મેરીઝમથી દર્દો મટાડવાની રીતો, વિનોદના ચમત્કારિક પ્રયોગો, હિપ્નોટીઝમ શીખવું, ઇત્યાદિ અનેક ચિત્રો સાથે આપ્યુ છે. (૬) પ્રેતાવાહન વિદ્યા અથવા સ્પિચ્યુએલિઝમ—ભુતપ્રેત એટલે શું, તે સાચાં છે કે જૂઠાં, તેમની સ્થિતિ અને પૃથ્વી સાથેનો સંબંધ, ભૂતોનું આવાહન કરવાની રીતો, ભૂતો અને મંત્રોનો સંબંધ, ભુતોના ફોટોગ્રાફ, એ બાબતો સંક્ષેપમાં આપી છે. આ વિદ્યા સંપૂર્ણ શીખવા માટે "સચિત્ર પ્રેતાત્મવિદ્યા" ગ્રંથ વાંચો. (૭) ત્રિકાળદર્શન વિદ્યા—ત્રિકાળદર્શી વીંટી-આયના બનાવવાની રીત, કાજળી, પ્લેંચેટ, હાજરત, ઇત્યાદિ શીખવવાનો સચિત્ર હુન્નર. (૮) મંત્રવિદ્યા—મંત્ર સાચો પડે કે નહિં, તે માટે શું કરવું, મંત્ર કેવી રીતે સિદ્ધ કરવો, દેવતાનો સંબંધ જોવો, જુદાં જુદાં દેવ-દેવીઓના બીજ મંત્રો, સિદ્ધિ સંપત્તિ પ્રાપ્ત કરવાના, દર્દો મટાડવાના, મનઃકામના પુરી કરવાના સંખ્યાબંધ શુદ્ધ મંત્રોનો મહા-

સાગર. (૯) યંત્રવિદ્યા—યંત્રોની શક્તિ, સિદ્ધ કરવાનો વિધિ, રોગો મટાડવા, આવતી ચિંતા-વ્યાધિ અટકાવવા, ઈચ્છાઓ પૂરી કરવી, મોહન-વશીકરણ વગેરેના અનેક યંત્રો. (૧૦) તંત્રવિદ્યા—મોહન, વશીકરણ, સ્તંભન, અંજન ઈત્યાદિના ઈંદ્રજાલિક-ચમત્કારિક તથા વૈદકવિદ્યામાં પણ ન હોય એવા અદ્ભુત જેટલી ઔષધપ્રયોગો, તેના ઉપયોગ માટેના વિધિ સાથે. (૧૧) સ્વપ્નવિદ્યા—ભૂમિ, પાણી, અગ્નિ, વાયુ, આકાશ, પશુ-પંખી, ધાતુ, ધાન્ય, ઇત્યાદિ અનેક વસ્તુઓનાં સ્વપ્નોનાં ફળ વિગતવાર સમજાવ્યાં છે. અનિષ્ટ સ્વપ્ન હોય તો નિવારણ કરવાની રીત પણ આપી છે. (૧૨) શકુન વિદ્યા—અંગ ફરકવા, કાગડાના શબ્દ વિષે, ગરોળી અને કાચીંડાના ચડવા-પડવા વિષે, જૈન શકુનવિદ્યા, છીંક, સારાં-માઠાં શુકનની માહિતી, અનિષ્ટ શકુનનું નિવારણ. (૧૩) હસ્તાક્ષર પરીક્ષણ વિદ્યા—માણસના હસ્તાક્ષર પરથી તેની ખાસીયત જાણવાની આ વિદ્યા અદ્ભુત છે. અક્ષરના ગુણો વિગતથી સમજાવ્યા છે; ગાંધીજી, કલાપી, સ્વામીહંસ, મહારાણી વિક્ટોરીયા, શેકસપીયર, આનંદશંકર ધ્રુવ, ટોલ્સટોય, નાનાલાલ કવિ. જમશેદજી જીજીભાઇ વગેરેની સહીઓની આકૃતિઓ આપી તેમની ખાસીયતો ખુલ્લી કરી છે. (૧૪) કોકશાસ્ત્ર અથવા રતિવિદ્યા—સ્ત્રી-પુરૂષો અને તેમના ગુહ્યાંગો વિષે માહિતી, આસનોની ઓળખાણ તથા ઉપયોગ, શક્તિ વધારવાના અને બીજા ગુપ્ત પ્રયોગો અનિષ્ટ રોગોના ઉપચારો, સ્ત્રી-પુરૂષનાં લક્ષણોની પરીક્ષા, સ્ત્રી-પુરૂષની કુટેવો, ગર્ભાધાન-ગર્ભપરીક્ષા વંધ્યા સ્ત્રી માટેના ઉપચારો, મરજી પ્રમાણેનાં બાળકોની પ્રાપ્તિ ઇત્યાદિ બાબતો સમજાવી ઘેર બેઠાં કરી શકાય તેવા પ્રયોગો આપ્યા છે.

# સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક

અથવા

## અદ્‌ભુત વિદ્યાઓનો મહાસાગર [ગ્રંથ બીજો]

આમાં નીચેની ૧૪ વિદ્યાઓ આપી છે. ૪૨૬ પૃષ્ઠ, ૧૧૩ પરિચ્છેદો, ૧૦૮૬ બાબતોની માહિતી અને ૧૯૪ ચિત્રો તથા આકૃતિઓ આપી છે, સોનેરી પૂઠું. મૂલ્ય રૂ. ૫, વી. પી. થી રૂ. ૫-૯-૦

(૧) સ્વરોદય વિદ્યા—પાંચ તત્ત્વો અને સ્વરનો સંબંધ, સ્વર ઓળખવાની અને તેની શક્તિ સમજવાની રીતો. પ્રાણવાહક નાડીઓની માહિતી, રોગ મટાડવાના નિયમો, પ્રશ્નનો જવાબ મેળવવાની, પ્રતિકૂળ સ્વરને અનુકૂળ કરવાની રીતો, વશીકરણનો, ગર્ભનો, વર્ષફળનો, આયુષ્યનો વિચાર છાયાપુરૂષદર્શન, ઇત્યાદિ. (૨) યોગવિદ્યા—યોગના પ્રકારો, યોગ શીખવાની રીતો, આસનો, પ્રાણાયામ કરતાં શીખવા વિષે, ધોતી-બસ્તી-નેતી-નોળી-ત્રાટક કરતાં શીખવાની રીતો, મુદ્રાઓ શીખવાની રીતો, ધ્યાન અને સમાધિ શીખવાની રીતો, એ બધું વિસ્તારથી અને સંખ્યાબંધ ચિત્રો આપીને એટલું સ્પષ્ટ સમજાવેલું છે કે તેની મદદથી સહેલાઇથી યોગ શીખી શકાય. **(૩) સૂર્યચક્ર જ્યોતિષ અથવા જન્મ તારીખ ઉપરથી ભવિષ્ય પરીક્ષણ**—ફક્ત માણસની જન્મ તારીખ ઉપરથીજ તેના ગુણ, સ્વભાવ, શક્તિ, મિત્ર, આરોગ્ય અને ભવિષ્ય જાણવાનું તમને આ ભાગમાંથી મળી આવશે. (૪) રમળવિદ્યા—રમળના પાસા બનાવવાની, પાસા નાંખવાની રીતો, શકુનનો પ્રસ્તાર કરી તેને આધારે હરકોઇ પ્રકારના પ્રશ્નોના જવાબો સહેલી રીતે મળી શકે છે. રમળ વિદ્યાની બીજી ગુંચવણો આમાંથી કાઢી નાંખીને તે વિદ્યાને સરળ બનાવી છે એટલે પોતાની મેળેજ તે શીખી શકાશે.

(૫) ત્રિકાળદૃષ્ટિવિકાસ અથવા કલેઅર વોયન્સ—મનુષ્યની ત્રિકાળ દર્શનની શક્તિ કેળવવાની દેશી અને વિલાયતી અનેક રીતો ચિત્રો સાથે. વિલાયતી ત્રિકાળદર્શી આયનો, ક્રીસ્ટલ ગેઝીંગ જળમાં ત્રિકાળદશા, કેફી પદાર્થોના સેવનથી ત્રિકાળદર્શન, ધ્યાન સિદ્ધ કરવાની માહિતી, ત્રિકાળદર્શનનાં દૃષ્ટાન્તો વગેરે. (૬) સંવત્સર-પરિજ્ઞાન—૬૦ પ્રકારના સંવત્સર, તેનાં જૂદાં જૂદાં ફળો, સોંઘવારી, મોંઘવારી, દુકાળ જાણવાની રીતો, ગ્રહણનું, અમાસનું અધિકમાસનું, સંક્રાન્તિનું શુભાશુભ ફળ, હોળીપરથી વર્ષફળ, ગુરૂ-શુક્ર-શનિ-અને બીજા ગ્રહોની ગતિ ઉપરથી આખા વરસનું ફળ જાણવાની રીતો મેઘગર્ભનો વિચાર રાજા-મંત્રી-રસકસના સ્વામીનું ફળ, જૂદી જૂદી ચીજોની તેજી મંદી વિષે, વર્ષફળ તૈયાર કરવાની સહેલી રીત વગેરે. (૭) મુહૂર્ત પરિજ્ઞાન—ગર્ભાધાન સીમંત નામકર્મ, અન્નપ્રાશન, મુંડન, નિશાળે બેસાડવાનું ઇત્યાદિ જાતકર્મ સંસ્કારનાં અનેક મુહૂર્તો; ઘર બંધાવવા થાંભલો રોપવો, મોભ ઘાલવો બારસાખ ઘાલવી, વાસ્તુકરવું, દુકાન માંડવી વગેરેનાં મુહૂર્તો; યાત્રા કે પ્રવાસે જવા માટેનાં અનેક પ્રકારનાં મુહૂર્તો; ખેડૂતોને માટેનાં મુહૂર્તો જેવાં કે હળ ચલાવવું. બીજ ઓરવાં, ઝાડ રોપવાં, નવું ગાડું ચલાવવું વગેરે; સ્વરશકુન છાયાશકુન, પિંગળાશકુન અંગ ફરકવું છીંકનાં શકુન આંખ ફરકવી વગેરે; સ્વપ્નસાર શુભાશુભ સ્વપ્નો, દેવ પ્રતિષ્ઠાનું મુહૂર્ત, રાજ્યાભિષેકનું મુહૂર્ત, મંત્રસાધનાનું મુહૂર્ત પરબ મંડાવવાનું મુહૂર્ત, ચાહના પ્યાલા ઉપરથી જોવાનું શુભાશુભ ફળ, ધ્રુવાંક ઉપરથી પ્રશ્નફળ ગૌતમ પ્રશ્નાવલિ ઇત્યાદિ. (૮) જાદુવિદ્યા—જાદુગરે શીખવાની ચતુરાઇ, મંજીકાના સંખ્યાબંધ ખેલો, હાથચાલાકી કરતાં શીખવાની સચિત્ર સમજુતી, કરામતવાળા મંજીકા, રસાયનીક જાદુના સહેલા અનેક ખેલો, યાંત્રિક સાધનો વડે કરવાના ખેલો

અને એ યંત્રો બનાવવાની સમજુતી, રૂપીયાને બોલાવવો, એક ટેકરાપર માણસને સુવાડવો, બંદુકની ગોળી ઝીલવી, બાંધેલા હાથ છોડી નાંખવા, બાટલી ને ગ્લાસ બદલ બદલ કરવા, જાપાનીઝ જાદુઇ પેટી, આશરે જુદા જુદા ૭૦ ખેલો. (૯) મંત્રવિજ્ઞાન વિદ્યા—મંત્રના પ્રયોગો માટે કામવાર અંગુલિનો નિર્ણય, યક્ષિણીઓને સાધવાના મંત્રો, રાજા-સ્ત્રી-પતિ-ભૂત ઇત્યાદિને વશ કરવાના મંત્રો, શત્રુ-શસ્ત્ર-અગ્નિ-જળ-આસન-મેઘ-ચોર-દૃષ્ટિ-વગેરેનું સ્થંભન કરવાના મંત્રો, મોહન ઉચ્ચાટનના મંત્રો, શાન્તિકરણના મંત્રો મુસલમાની મંત્રો, દાટેલું ધન દેખવાનો, ચોર પકડવાનો, ભૂત ઉતરવાનો, ધનવૃદ્ધિનો, કાર્યસિદ્ધિનો, વેપારમાં લાભ મેળવવાનો, વિદ્યા વૃદ્ધિને, દર્દો મટાડવાના મંત્રો, અદૃશ્ય થવાનું અંજન. સર્પ નસાડવાનો, વીંછી ઉતારવાનો વિષનિવારણનો મંત્ર વગેરે આશરે દોઢસો મંત્રોના પ્રયોગો. (૧૦) મંત્રસાધનવિદ્યા—જૂદી જૂદી જાતના સિદ્ધવીસા મંત્રો તે સિદ્ધ કરવાની વિધિ, વશીકરણ, મોહન, સ્તંભન ઇત્યાદિના મંત્રો વંધ્યા ગર્ભધારે, તાવ દુર થાય રાજસભામાં માન મળે, ભુતનો ભય દૂર થાય, જુગારનો દાવ જીતાય ઘરમાં સાપ આવે નહિ: વિષયમાં મસ્તી, કંઠમાળા જાય, અનેક જાતના તાવ મટે, તે માટેના મંત્રો, શીતળાનો-કાળકાનો-હનુમાનજીનો મંત્ર, એકંદરે પુષ્કળ મંત્રો આપ્યા છે. (૧૧) તંત્રપ્રયોગ સંગ્રહ—વશીકરણ, મોહન, સ્થંભન, આકર્ષણ, ઉચ્ચાટન, આકર્ષણ, ઇત્યાદિના તાંત્રિક પ્રયોગો; ઇંદ્રજાલિક ચમત્કારિક પ્રયોગો જેવા કે જળમાં તારાદર્શન મરેલો દેડકો બોલે, જમતાં છતાં પેટ ન ભરાય, બગડેલું ઘી સુધારવું જુદી જુદી જાતના ગુપ્ત અક્ષરો જાદુઇ સાણુ, પાંચ પ્રકારના રંગ બદલવા, એક ડાળીપર અનેક જાતનાં ફુલો, વૃક્ષ ઉપર દીપમાળા; જટલી વૈદકના પ્રયોગો જેવા કે દમનો, કાનના દરદનો ગર્ભ

રહેવાનો. પરમીયાનો, મસા દુર કરવાનો, ઇન્દ્રલુપ્ત રોગ મટે, વાળ વધે, તેના ઉપાયો. મદનમોદક, યોનિસંકોચના ઉપાયો, સ્તનવૃદ્ધિના ઉપાયો, દાંતના રોગના ઉપાયો, જુદા જુદા જંતુઓના વિષનું નિવારણ, આધાશીશી–હેડકી–નાસુર–બીલ વગેરેના અનેક ઉપાયોનો સંગ્રહ. (૧૨) હસ્તસામુદ્રિક વિદ્યા—હાથના પોંચાની અને હાથમાંની રેખાઓ, ચિન્હો, વિગેરેની ઓળખ, તે ઉપરથી માણસનાં લક્ષણો, સ્વભાવ, ભવિષ્ય, રોગ, વગેરે વર્તવાની વિદ્યા. આ વિદ્યાને જોઇતાં ચિત્રો મળે એટલી સહેલી અને સ્પષ્ટ બનાવી છે કે થોડા વખતમાં એ વિદ્યામાં પારંગત થઇ શકશે. (૧૩) મુખસામુદ્રિક વિદ્યા:—નાક, મોઢું, ઓઠ, આંખ, પોપચાં, ભ્રમર, દાઢી, હડપચી, ગાલ, કાન અને કપાળ, માત્ર માણસના મ્હોં ઉપર નજર કરીનેજ ઓળખી લેવાની અને તેનો સ્વભાવ, શક્તિ, ખાસીયત ઇત્યાદિ જાણી લેવાની સહેલી રીતો; જુદાં જુદાં અવયવોની ૬૦ આકૃતિઓ સાથે સંપૂર્ણ સમજાવી છે. (૧૪) દાંપત્ય વિજ્ઞાન વિદ્યા—કામબીજ વિષેનું અજ્ઞાન, સંસાર સુખપર થતો આઘાત અને તેનાં કારણો, પ્રેમકળા અને પ્રેમચેષ્ટા, સ્ત્રીની કામવાસનાનો નિયમ, તેની ભરતી તથા ઓટ બતાવનારો નકશો, સ્ત્રી પુરૂષનાં ગુહ્યાંગોની રચના, સમાગમની સમજ. સમાગમ માટે સ્ત્રીની તૈયારી, સુખાસન કયું ? સમાગમના શારીરિક લાભ, અપૂર્ણ સમાગમનાં માઠાં પરિણામ, સગર્ભાવસ્થામાં સમાગમ, ગર્ભવતીને થતી ઉલટી, વંધ્યત્વના ઉપાયો. સેવન કરીતાં બાળકો, સંતતિ નિયમનું ઇત્યાદિ.

મળવાનું સ્થળ:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર.**

ત્રણ દરવાજા—અમદાવાદ.

# અરેબિયન નાઇટસ.



ખુબીનો ખજાનો અકલનો ભંડાર, અને વારતાઓનો મહાસાગર એ અબિયન નાઈટ્સનું પુસ્તક છે. આમાં ન્હાની મોટી અસંખ્ય વારતાઓનો સંગ્રહ છે. વારતામાં પેટા વારતા એવી એવી ઘણી વારતાઓ હોવાથી એકવાર વાંચવા લીધા પછી તે હાથમાંથી હેઠે મુકવાનું મન થતું નથી. દુનીયાની દરેક ભાષામાં તેનાં ભાષાન્તર થયેલાં છે. અને તે સર્વની હજારોની સંખ્યામાં વેચાય છે. સો સારા પુસ્તકો માંનું તે એક પુસ્તક છે. રાજા અને રંક બધાને સરખો આનંદ આપે તેવું આ પુસ્તક છે. ઘણા વખતથી આની આવૃતી મળતી ન હતી ને હમણાંજ તેની ચોથી આવૃતી બહાર પાડવામાં આવી છે. કાગળ ગ્લેઝ ઉંચા પાકું સોનેરી પુઠું મોટી સાઈઝનું લગભગ ૬૦૦ પૃષ્ઠ છતાં કીંમત રૂ. ૪॥ પોષ્ટેજ ૧૦ આના જુદા ર૬ કાગળ પાકું સોનેરી પુઠું કીંમત રૂ. ૩॥ પોષ્ટેજ ૧૦ આના જુદા.

મળવાનું ઠેકાણું:-

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

**ત્રણ દરવાજા—અમદાવાદ.**

ધર્મ વિજય પ્રેસ